# सुंदरकामदारनी वार्ता.

## શ્રી ગણેશાએનમઃ શ્રી સારદાએનમ:

**પુરવછાયા.**—પ્રથમ શારદા વરણવું, ગણપત લાગુ પાય; અવીચળ વાણી આપજો, મયા કરો તમે માય. ૧ આખ્યાન કહું સુંદરતણું, જે સત વાદી કેહેવાય; સાંભળતાં સૂખ ઉપજે, માહારી આશા પૂરી થાય. ૨ વઇતાલ કહે તમે સાંભળો, સદગુણી રાજા વીર; સુણીને ઉત્તર દીજીએ, આખ્યાન કહુ સ્હું ધીર. ૩ નગર એક કનકાવતી, ત્યાં કનકસેન રાજન; રાજ અતી રળીઆમણું, જોઇને હરખે મન. ૪ **ચોપાઇ.**—તેની નગરી છે ઉત્તર દેશે, તેમાં વરણ અઢારે વસે; રાજકુળ વસે છત્રીસ, બ્રાહ્મણ વસે સહસ્ત્ર બત્રીસ. વેહેવારીયા વસે શહસ્ત્ર અઢાર, ક્ષત્રી વસે ત્યાં સહસ્ત્ર ચાર; આઠ સહસ્ત્ર વસે સોની કંસાર, રંગારા ત્યાં સહસ્ત્રજ ચાર. ૬ પાંચ સહસ્ત્ર ઘર સાળવી તણાં, છીપા વાસો વસે ત્યાં ઘણાં; ભાટને ચીતારા રહે સાર, વણઝારાને વળી રહે લુહાર. ૭ તે નગરી વરણી ન જાય, ત્યાં કનકસેન રાજાય; પુત્ર ચાર રાજાને છેય. મહા બુધિવંત નહાનો છેય. **પુરવછાયા.**—કનકસેન રાજા સહી, તેને ચાર છે તન; પદમાવતી નારી સહી, વહ્નલોચન પરધાન. ૯ **ચોપાઇ.**—સબળસેન મોટાનું નામ, માનસેન બીજાનું નામ; ધરમસેન ત્રીજો કહેવાય, સુંદરસેન તે ચોથો રાય. ૧૦ **પુરવછાયા.**—એક દીવસ તેને સમે, સભા ભરી રાજન; માન દઇ બોલાવીયા, ચારે જે નીજ તન. ૧૧ **ચોપાઇ.**—મોટા પૂત્રને પુછે રાજન, કોને નશીએ જમે તું અન; જુઠુ બોલે તુને મારી આણ. સાચુ કહુસ્યું તુને પરમાણ. ૧૨ **પુરવછાયા.**—કુંવર વીચારી બોલીઓ, ધીરજ રાખી મન; તમ નશીએ જમીએ સહી, પીતાજી ઝાઝુ અન. ૧૩ અમે છોરૂ તમ તણાં, જુઠુ નહી લગાર; સત્ય વચન તમને કહુ, સાચુ માનો રાય. ૧૪ **ચોપાઇ.**—તેડયો બીજો પોતાનો તન, તેને એક કહ્યું વચન; સાચી વાત કહો આ દંન, કોને નશીએ જમે તું અન્ન. ૧૫ તમે જુઠુ માં કેહેશો લગાર, સાચી વાત કરો નીરધાર; જેવું હોય તેવું કહો નીરવાણુ, નહી તો તુજને મારી આણ. ૧૬ **પુરવછાયા.**—બીજો પુત્ર બોલ્યો સહી, સુંદુ

પીતાજી વચન; તમ નશીબે જમીએ સહી, પીતાજી ઝાજુ અન્ન. ૧૭ મેડી મોહોલને માળીયાં. ગજ રથને ભંડાર; તમ નશીબે ભોગવું. સાચુ કહુ નીરધાર. ૧૮ **ચોપાઈ.**—તેને પુત્ર ત્રીજો તેણીવાર, રાજા બોલ્યો મુખ વીચાર; સાચુ કુંવર વદોરે વચન, કોને નશીબે જમે તું અન્ન. ૯ તેતો પુત્ર વદે તેણીવાર, સાંભળો પિતાજી કહુ વીચાર; તમ થકી આપની કાય, તે માટે ખોટું ન બોલાય. ૨૦ આખુ છેની તમારૂં ગાત્ર તેમાં અન્ન તે કોણજ માત્ર; એમ કહીને છાનો થાય, તેડ્યો ચોથો સુંદર રાય. ૨૧ **પુરવછાયા.**—રાએ સુંદર તેડીઓ, તે કુમાર; તેને રાએ પુછીયુ, સાચુ કહો આણીવાર. ૨૨ લાડકવાયો પુત્ર સહી, સાચુ બોલો વચન; તે માટે તમને કહુ. કેને નશીબે જમે તું અન્ન ૧૩ વચન એવાં સાંભળી, સુંદર બોલ્યો તેણીવાર; પીતા મુરખ દીસો સહી, ધીક ધીક અવતાર. ૨૪ **ચોપઇ.**—સુંદર બોલ્યો મુખ વાણ, પીતાજી કાંઇ મનસુ જાણ; નશીબ સરવનાં ભેળાં તાત, તેમાં ખોટી નહી કાંઇ વાત ૨૫ હંકાર નવ આણીએ મન, સઉને આપનારો જગજીવન; ઉદરમાં જીવ રહે હજાર, રક્ષા કરેછે દેવ મોરાર. ૨૬ આગળથી દુધ માત ને હોય, પછે જનમ ત્યાં પામે સોય; પ્રાણી માંથે ઉપાડે ભાર, ખોટો થાય તેનો અવતાર. ૨૭ જન્મ દીધો તમે મનેતાત.નશીબ કરે તે સાચી વાત; નાનો પુત્ર એમ બોલ્યો વાણ, પીતા સાચુ માનો પરમાણ ૨૮ **પુરવછાયા.**—વચન એવાં સાંભળી, ચઢી રાયને રીસ; ચરણ કેરી આંગળીથી, જ્વાળા ઉઠી શીશ. ૨૯ છે કોઈ અહીં હાજર સહી, આના ઉતારો શણગાર; કાઢો મારી નજર થકી, ન રહે નગર મોઝાર. ૩૦ આપ કરમી એતો શહી, જોવું પારખુ જાણ; આડી વાત કોઈ જે કરે, તેને માહારી આણ. ૩૧ કાઢ્યો કુવરને ત્યાં થકી, તે આવ્યો માતાપાસ; ઝાંખુ મુખ દેખી કરી, મૂકયો નીસ્વાસ. ૩૨

**ચોપાઇ.**—માતા મુખથી બોલી વાણ, સાંભળ પુત્ર ચતૂર સુજાણ; કોણ દુભાંયો તુજને તાત, સાચુ કહોને મુજને વાત. ૩૩ બોલ્યો સુંદર મુખથી સોય, કરમે લખ્યું તે પાછું ન હોય; પીતાએ કાઢ્યો મુજને બહાર, હુંતો જઈશ વન મોઝાર ૩૪ વચન એ સુતનાં સાંભળી, રાણી મનમાં ઘણું કળકળી. રાજાને કહે કરી પરમાણ શો ગુનો છે પુત્રનો સ્વામ. ૩૫ રાજાએ કરોધ કર્યો તેણીવાર, બોલીશતો તુને મારીશ ઠાર. ૩૬. **પુરવછાયા.**—તારે રાણી

રૂદન કરે ઘણુ, જોતાં તેણીવાર; પુત્ર પધારે વન વીખે, પ્રાણ તજુ આ વાર. ૩૭ **ચોપાઇ.**—તોટક રાણી બોલી વાણ, સાંભળો રાજા ચતુર સુજાણ; હવે હું તજુ મારા પ્રાણ, પૂત્ર વીના ન રહુ નીરવાણ. ૩૮ પુત્ર વીના અડવુ બોલે જન, પુત્ર સમુ નહી કોઇ ધન; રાણી કરે અતી રૂદન, પૂત્રવીના ઘર જેવું વન. પુત્ર વીના પીયર નહી માન, પુત્ર વીના મંદીર શમશાન, પુત્ર વીના ઉજડ ઘર રાન, પુત્ર વીના ના ભાવે ધાન. ૪૦ મારૂ રીસાઇ જાયછે રતન, મેહેર કરે તું જુગજીવન; એમ કહેને સુંદર સામું જુવે, સુતને કંઠે વળગીને રૂએ. ૪૧ સુંદર માતાને લાગ્યો પાય, આશીશ દો તમે મારી માય; તમ વચને સહુ સીધી થાય, આજ્ઞા દો વનમાં જાઉ માય. ૪૨ વળી કહે છે માતાને વાત, કોની માત ને કોનો તાત; સાથે આવશે પુન્ય ને પાપ, અમો તો વન ચાલશુ આજ. ૪૩ પ્રાણી ગરવ કરે છે જે કોય, પાછળથી તેને પસ્તાવો હોય; હું તો બીહુ ન લગાર, મારે પણ મરવુ એક વાર. ૪૪ ખોટે ખોટો છે આ સંસાર, તે મા ભજી લઉ કીરતાર; હુકમ હશે આવ્યાનો હરી- તો મળીશુ માતા તમને ફરી. ૪૫ **પુરવછાયા.**—શીખ આપો મુજ માવડી, કહુ છું વારંવાર; જીવી શુ તો આવીશું, નહી તો કોટીક જુહાર. ૪૬ માતા વળતી એમ વદે, તુજવણુ નવ રેહેવાય; નેન પડે છે નીસરી, મારૂ કાલજ કડકા થાય. ૪૭ **ચોપાઇ.** આ શીશ દઇ કહે વેહેલા આવજો, સ્ત્રી ચાર પરણી લાવજો; એમ માતા દીએ આશીશ, તમે જીવજો કરોઢ વરસ, ૪૮ ચાલ્યો એકલો વન મોઝાર, બાર નીસર્યો રાજકૂમાર; શુકન રૂડા થયા નીરધાર, ચાલ્યો કુંવર ગામથી બહાર. ૪૯ **પુરવછાયા.**—એક વીપ્ર વદન સુખડે ભર્યો, ધેનુરવાંછી જાય; વરકન્યા પરણી મળ્યાં, દેખી રીઝયો કુમાર. ૫૦ માલણ પુષ્પ લઇ મળી, પુત્રવતી એક નાર; શુકન સઉ સારા થયા, જોઇ હરખ્યો તે ઠાર. ૫૧ **ચોપાઇ.**—હરખ પામ્યો તે રાજકુમાર, ચાલ્યો વેગથી વન મોઝાર; હાવે મૂદ્રીકા રહી છે એક, વાટ ખરચીમાં પાસે તેહ. ૫૨ શુકન વંદી ચાલ્યો જેટલે, પ્રધાન પુત્ર આવ્યો તેટલે; સ્નેહી મીત્ર તે સુંદરનો થાય, પૂછે શાબદા થઆ કોપ્યા રાય. ૫૩ વાત વીસ્તારી કહો મુજ ભ્રાત, તવ કુંવર બોલ્યો સાક્ષાત; દેશવટો દીધો રાજન, તેથી હવે જાશુ અમે વન. ૫૪ તવ પ્રધાન પુત્ર બોલ્યો વાણુ, અમે ભેળા આવશુ જાણુ; તુજવીના તે કેમ રેહેવાય, ઘડી એક વરસની થાય. ૫૫

સુંદર કહે પાછા જાઓ વીર, વનમાં વેઠવું દુઃખ શરીર; સુણી માત્ર બોલ્યો ત્યાં વચન, ભેળો આવીશ હુંતો રાજન. ૫૬ બેઉ મળી ચાલ્યા જેટલે, વજીર પુત્ર મળ્યો તેટલે; તમે શાબદા થયા કાં ભાઈ, તવ મૂખથી બોલીયા રાય. ૫૭ દેશવટો દીધોરે તાત, માંડીને કહે સરવે વાત; વચન કુંવરનાં એમ સાંભળી, હુંતો ભેળો આવીશ વળી. ૫૮ ત્રણ જણુ મળી ચાલ્યા જેટલે, કોટવાલ પૂત્ર મળ્યો તેટલે; તેણે જુહાર કર્યો માહારાજ, શાબદા થયા તમે કાં આજ. ૫૯ તેનું કારણ શું છે મન, અમ આગળ કહોને વચન; ત્યારે કુંવર બોલ્યો મુખથી વાણ, દેશવટો દીધો તાતે જાણ. ૬૦ માટે અમે તે વન ચાલશુ, કોટવાળ પુત્ર કહે ભેળા આવશુ; પછી વાત કુંવરે કહી, માની નહી અમે આવશું સહી. ૬૧ ચાર જણ ત્યાં ભેળા થઇ, વન ચાલ્યા તે ત્યાં સહી; જોજન એક ચાલ્યા જેટલે, ત્યાં અચરત દીઠું તેટલે. ૬૨ ત્યાં રહીતા વહે સવળી, નાહાતાં પાપ જાએ સહુ બળી; ત્યાં દેવળ શીવનું સહી, ચારે કુંવર ત્યાં આવ્યા વહી. ૬૩ ઉતમ સ્થળ જોઇ ઉતર્યા તીયાં, રજની વાસો રહીશુ અહિં; ચારે કહે ગમી એ વાત, સ્થીર થતાં બેઠા ભલી ભાત. ૬૪ એક બીજા પ્રત્યે કહી વાણ, કોઇ પાસે ધન નથી જાણ; રાજકુંવર હાથે જેહ, મુદ્રીકા હુતી હેમની તેહ. ૬૫ તે હાથને તે વેચવા જાએ, દ્રવ્ય લઇ આવ્યા તે રાય; ત્યાં આવી કીધું ભોજન, ચારે જણ સુતા તે દન. ૬૬ રાજકુંવર નીદ્રા વશ થયો, ચારે જણે વીચાર કર્યો. **પુરવછાયા.**—ધન નથી કોઇની કને, જમવુ જોઇએ સાર; વનમાં દુઃખ અતી ઘણુ, એમ વીચારે નીરધાર. ૬૮. સુતો સુંદર મેહેલીયો, ત્રણે ઉઠી જાય; પ્રભાતે સુંદર ઉઠીયો, ત્રણે નવ દેખે રાય. ૬૯ પછે કુંવર ઉઠી ચાલીયો. શોચ કરતો મન; પોતાએ કોઇ કેનું નહી, એમ વીચારે મન. ૭૦

**ચોપાઇ.**—પછે મુદ્રીકા વેચી જેહ, હવે તેનુ ઉપન્યું તેહ; લઈ કુંવર ત્યાંથી ચાલીયો, ત્યાં સુંદર પંથે પળ્યો. ૭૧ પછે માસ તે ચાલતાં થાય, છેટે પોહોત્યા તે સુંદર રાય; ખરચી આવી રહી ત્યાં જાણ, અપવાસ ત્રણ થયા નીરવાણ. ૭૨ એક નગર આવ્યું છે જ્યાંય, રતનપર તેતો કહેવાય; તેમાં રતનસેન રાજન, તેજપાલ નામે પ્રધાન. ૭૩ તે નગર ઢુંકડા આવ્યા સાર, તારે સુંદરે કર્યો વિચાર; નથી ખાવા કાંઇ માહારી પાસ, મૂને ત્રણ થયા અપવાસ. ૭૪ તારે વીચાર કીધો સાર, એક બાંધ્યો કાષ્ટનો ભાર; તે ભારો

લેઇ પરવર્યો, નગર સમીપે લઈ નીસરયો. ૭૫ ભલો ભલો તુ દીનદયાળ, કે દાડે ન ઉપાડયા ભાર; આવ્યો નાગર પાસે જેટલે, શુકન રૂડા થયા તેટલે. ૭૬

**પુરવછાયા**–શુકન રાજાને રૂડા થયા, વરકન્યા પરણી જાય; બ્રાહ્મણ વેદ ભણે ઘણા, બોલે જયજયકાર. ૭૭ નગરની શોભા અતીઘણી, મુખથી નવ કહેવાય; સૂરવણ કળસે નારીયો, નીર ભરીને જાય. ૭૮ સુંદર ચાલ્યો તે નગરમાં, આવ્યો ચઉટા મોઝાર; ભારો લઇને ઉભો રહ્યો, તે જોતાં તેને ઠાર. ૮૯ **પુરવછાયા**—સુંદર ઉભો તે ચઉટા મોઝાર. ત્યાં ભણાવે પંડયો નીશાળ; પંડયો બોલ્યો મુખથી વાણ, સુંદર કેરા ભારાને જાણ, ૮૦ સાદ કરાવ્યો જેટલે, સુંદર આવી ઉભો તેટલે; ભારાનું મુલ કરો તે તમો. જે માગો તે આપુ અમો. ૮૧ તારે સુંદર બોલ્યો વાણ, મુને અન જોઈએ નીરવાણ; એ ટેંક હું અંનજ જમુ, ભારો આપી ભમતો ફરૂ. ૮૨ ત્યારે પંડયો બોલ્યો જેહ, પેટ વડીઓ રાખ્યો તેહ, ત્યાંતો સુંદર રાત રહે, સુખ દુઃખ જે પડે તે સહે ૮૩ **પુરવછાયા.**–પછે પેટવડીએ રાખ્યો સહી, સુંદર તેણી વાર ખાવ પીએ દીન નીરગમે, નીત લાવે કાષ્ટનો ભાર. ૮૪ હાથમાં ઓડણ પડ્યાં, ત્યારે પંડયો બોલ્યો વાણ; કોમળ કાયા દીસે ઘણી, એ સુખીયા દીસે તંન. ૮૫ **ચોપાઇ**—સુખીયો દીસે ઓતરે તન, એમ પંડ્યો બોલ્યો વચન; કાષ્ટ જાવા દે આણે ઠામ, નીશાળનું તું કરજે કામ. ૮૬ સુંદર તોએ ન બોલે લગાર, મુરખો નામ પાડ્યું તેણીવાર, તે નીશાળીઆને મન ભાવે, મુરખો કહીને બોલાવે. ૮૭ **પુરવછાયા**—મુરખો મુરખો સરવે કહે. વહાલો લાગે અપાર; બત્રીશ લક્ષણો છે ખરો, પણ બોલે નહી લગાર. ૮૮ તન રૂડો તેજપાલનો, ભણે નીશાળે સાર; ભાવ ભલો પંડયા તણો, તે રાજા તણો કામદાર ૮૯ રતનસેન રાજા સાહી તેની પુત્રી જેહ; તે નીશાળે ભણે સહી, ફુલવંતી નામે તેહ. **ચોપાઇ**—ફુલવંતી ભણે તે નીશાળ, તે તો રતનસેનનીરે બાળ; રૂપવંતીને કળા અપાર, અંતરપટ બાંધી ભણે નીરધાર, ૯૧ પંડયાને મન ભાવ અપાર, કુંવરી તેજ તણો ભંડાર; ત્યાં ભણે તેજપાલનો કુમાર, ભાવે ભણે ફૂળવંતી નાર. ૯૨ **પુરવછાયા**—ઘણા દીવસ એમ વહી ગયા જોતાં તેણે ઠામ; અંતરપટ ઉંચો કરયો, દીઠો તેજપાળ કુમાર. ૯૩ નજરે નજરભેળી થઇ, મોહ પામ્યા બેહુજણ; માંહોમાંહે સમજી રહ્યાં. જોતાં તે

પરમાણુ. ૯૩ નેન પદારથ નેન રસ, નેને નેન મલંત; જ્યારે થાયછે પ્રીતડી પ્રથમ નેન કરંત. ૯૪ પ્રીત બંધણી પ્રેમશુ, નજર થાતાં એક; જીવન પ્રાણ છે માહારો, વાહાલો મુજને વીશેક ૯૬ નજર ઝડ લાગી સહી સામાં બેઠાં શેણ; હઇયું રાખે હાકલી, પણ ઝડપ નાંખે નેણ, ૯૭ સજન સાથે પ્રીતડી, મન બાંધ્યું તે સાથ; વરેહ વાધ્યો ઘણો અંગમાં, ન ગમે બીજી વાત ૯૮ હવે હુતો શું કરૂં, એ વીના ન રહેવાય; જો એને દેખું નહી, તો પ્રાણજ માહારો જાય. ૯૯ જે ઘડીએ મેં ભાળીયો, દીઠો પડદા માંહ; તે ઘડીનો ચટકડો, મુને લાગ્યો હઇયા માંહ. ૧૦૦ એટલા દીવશ આળે ગયા, મેં એ લેખ્યો કામદાર હવે ઉપાય કરૂ સહી, એમ વીચારે નાર. ૧૦૧ ચોપાઈ–હવે પ્રીત લાગી તેણીવાર કુળવંતીએ કરયા વીચાર; સાદ કરયો તાં મુરખાને જાણ, આ લે પાટલો નીરવાણ. ૧૦૨ કુળવંતીએ દીઠો લગાર, પાડયો થયો નથી મોકલ્યો સાર; પાટીમાં લખ્યો એ તું વીચાર, તું મારો પ્રાણ આધાર. ૧૦૩ પાટી આપી મુરખાને તેણીવાર, આપજે તેજપાલ કુમાર, મુરખે હાથમાં લીધી સોય. મન વાંચીને વીસ્મે હોય. ૧૦૪ આતો પ્રીત બંધાણી અપાર, મુરખો મનમાં કરે વીચાર; જોઈ પારખુ એનું સોય, તેમાં બીજો નવ જાણે કોય. ૧૦૫ લઇ પાટીને મુરખો જાએ, તેજપાળ કુંવરને આપી ત્યાંહે; ધનપાલ છે તેનું નામ વડો નીશાળીઓ તે ઠામ. ૧૦૬ પાટીમાં લખ્યો વીચાર, તું માહારો પ્રાણ આધાર; મારૂં તુજસુ બંધાણું મન, ભલો ભલો તેજપાલનો તન. ૧૦૭ તુજ વીના મેં ઘડી ન રહેવાય ઘડીએક વરસની થાય; તમારા મનનીરે જાણો તમો, ઝાઝી વાત શું કહીએ અમો મુરખે પાટી આપી સાર. તેમાં જાણ્યો તે સરવ વીચાર; પુછે પાછો ઉતર જેહ, કામદારે લખીયો તેહ. ૧૦૯ પુરવછાયા–પાછો આંકજ માંડીઓ, સાંભળરે તું નાર; તમે લખ્યું તે સમજીઓ હરખ પામ્યો અપાર. ૧૧૦ પણ એક કઉતક છે ખરૂ, જો જાણે તાહારો બાપ; તો સુખમાંથી દુખ ઉપજે, થાય ઘણો સંતાપ. ૧૧૧ અમે જાતે વાણીઆ, તમારો તાત રાજન, તે માટે તમને કહું વીચારી જોજો મન. ૧૧૨ પણ એક વાત તમને કહુ, શોર તણું નહી કામ; એ વાત ગુપ્ત રાખવી, જોતાં એણે ઠામ. ૧૧૩ ચોપાઇ—લખી પાટી તે આપી હાથ, મુરખો મનમાં સમજ્યો વાત; મુરખે પાટી દીધી જાણ, કુળવંતીને હાથ પરમાણ

૧૧૪ કુળવંતીએ વાંચ્યો વીચાર, જે લખ્યું તેજપાલકુમાર, પાછું વચન લ-ખ્યું પ્રમાણુ, મારા જીવ સમો તું જાણુ. ૧૧૫ માટે કરવો એક ઉપાય, જેમ કાંઇ ન જાણે રાય; મારો પીતા કહીએ જેહ, તેને લાડકવાઈ હુ તેહ ૧૧૬ તારૂ કોઈ નવ લીએ નામ,તે માટે નીશ્ચે કરવું કામ; તુતો માહારો પ્રાણુ આધાર એક ઘડી ન મેલું આવાર. ૧૧૭તે માટે કરવો પરપંચ, જેમાંઆવે નહી આંચ; તે માટે એક કહુછુ ઉપાય, જેમ આપણે સૂખડુ થાય ૧૧૮ **પુરવછાયા.**—સુખ થાય જેમ આપણે, એક કહુ ઉપાય; ઇશ્વર દેહરૂ છે શહી, ત્યાં તમે આવો રાય. ૧૧૯ દીઠો ઇશ્વર ધન આગળો, તમે જાજો તેને ઠામ; રાતે હુ આવું સહી, કરી પોતાનુ કામ. ૧૨૦ ઘડીમાં સાંઢેએશી કરી ઘડીએ જાય જોજન ચાર; એ પ્રયાણુ છે આપણો, હું આપુ તેણેઠાર ૧૨૧ **ચોપાઇ**—હુ આવુછું પ્રાણજીવન, સામગ્રી કરજો આણે દન; એમ પા-ટીમાં લખીયો આંક, મુરખાને આપી નીસંક. ૧૨૨ મુરખે મનમાં વાંચુ તે ણીવાર, તે નવ જાણે કુલવંતી નાર; પાટી દીધી તે શેઠને હાથ, વાંચી મનમાં સમજ્યો વાત. ૧૨૩ પોતાની સામગ્રી થાએ, મુરખો પંડ્યાની પાસે જાય. પંડ્યા શીખ દીએ સાસૂ ઘેર, વળી આવશુ પાછો ફેર. ૧૨૪ **પુરવછાયા** ગુરૂજીએ રાજી થઇને કહ્યું જા ઘેર નીરધાર; આજ્ઞા લઈ તે આવીયો, તેજ પાલને દ્વાર. ૧૨૫ કેહેવા લાગ્યો મુખ થકી મુરખો તેણીવાર; જો સુખ ઇચ્છો આપતુ, તો ચેતી લ્યો આ વાર. ૧૨૬ નજરે ખેલ મે નીરખીયો, કીધો એક વીચાર;કુળવંતી ધનપાલાએ નીકળી જાસે બહાર. ૧૨૭ લાજેકાજ વણુસે સહી આબરૂ જોતાં જાય; માટે ચેતો આ ઘડી, જેથી રૂડુ થાય. ૧૨૮જો માનો નહી માહરૂ, જુવો પુત્રીની પેર; સાચુ જુઠુ જાણસો, પોતા કેરે ઘેર ૧૨૯ જોતાં સાચુ નીકળ્યું કબજ કરયો તે વાર; તાળું દઇ મહી પુરીઓ પોતાનો કુમાર; ૧૩૦ ઉતારીને તે આવીઓ, વેગે મૂરખા પાસ; મુઠી ભરી રૂપીઆ તણી, આપી કહ્યું સાબાસ. ૧૩૧ **ચોપાઇ**—આવ્યો આવ્યો મે હેલથી બહાર, જે છે તેજપાલ કામદાર; મુઠી ભરી રૂપીઆની આપુ તને, ભલુ થયુ જે ચેતાવ્યો મુને. ૧૩૨ કોઇને કહીસ નહી એ વાત, ઉપકાર માનું તુજ ભ્રાત;સુરખો કહે સુનેછે સરૂભાન, વાત કોઈ નવ જાણે પ્રધાન ૧૩૩ એમ કહીને ચાલ્યો તેણીવાર, આવી ઉભો તે મધ્ય બજાર, ગુજરીમાંછે વસ્તુ

અપાર, જોઇએ તેવાં લીધાં નીરધાર. ૧૩૪ વળી લીધાં બીજાં હથીઆર; ચાલી નીકલ્યો નગરથી બહાર; પ્રિતે કર્યું શીવ પુજન, ચાલ્યો સુંદર તેને દન. ૧૨૫ **પુરવછાયા.**—બહાર નીસર્યો તે સહી આવીઓ શીવ મંદીર; પૂજા કીધી પ્રેમશૂ મનમા રાખી ધીર, ૧ સ્તુતી કીધી અધીક ઘણી, પૂજા કીધી અપાર; ત્રણ સાદ કરે જો મુને તો તૂઠ્યો શીવ ત્રીપુરાર. ૨ પુજા કરી બેઠો સહી, રાત પડી નીરવાણ; કુલવંતી તતબર થઈ, તતક્ષણ આવી જાણ, ૩ ઘડીઆ જોજન સાંઢણી લીધી તેણીવાર; વેગે વહીને ચાલીયા, સાથે લીધા રતુકાર. ૪ ચડીને ચાલી સહી. મનમાં ઘણું રળીયાત; ચાલ ચાલે વેગે સહી, દાસીસુ કરતી વાત. ૫ મીત્ર વાટ જુવે ખરી, તેજપાલનો કુમાર; અસુર થયું ઝટ ચાલીયાં, પોહોચ્યાં સીધ્ર તે ઠાર. **ચોપાઈ.**—એટલે આવ્યા દેવલ મોઝાર, સાદ કીધો ત્યાં તેણીવાર, સાદ કીધા ત્રણ જેટલે ઉઠી બેઠો થયો તેટલે. ૭ સાંઢ હંકારી રતુકાર, ચઢી બેઠો સુંદર તેણીવાર; મહાવનમાં ચારે જણ, ત્યાંથી ચાલ્યા તે નીરવાણ. ૮ **પુરવછાયા.**—પાછળ બેઠો મુરખો આગળ તે રતુકાર વચમાં રાણી કુલવંતી તે સાંઢ હાંકી તે વાર. ૯ પવન વેગે સાંઢણી, અંબર ચાલી જાય; મનમાં આણંદ અતીઘણો ઉલટ અંગ ન માય. ૧૦ આશા પોહોની અતી ઘણીહરહરખ અપાર; આજ ભાગ્ય અમતણું હું પામી એ ભરથાર. ૧૧ **ચોપાઇ.**—ગડગડ સાંઢ હંકારી જાય અઘોર વનને મારગે ધાય; પવનવેગી સાંઢ અપાર, નીસરી બહુ પંથ મોઝાર. ૧૨ તારે કુલવંતી બોલી પ્રકાશ, આવ્યા આવ્યા જોજન પચાસ; શેન બોલ્યો તે પ્રાણજીવન, મારૂ તમમાં વળગ્યુ તન. ૧૩ આખી રાત ત્યાં વહીને જાય, તમારા મનમાં કાંઇ નવ થાય; એમ બોલી કુળવંતી નાર, સાભળો તેજપાળ કુમાર. ૧૪ વાતકરીને મુખથી સાર, શુ મનડામાં કરો વીચાર બીક કોની ધરોછો મન. નથી બોલતા મુખથી વચન. ૧૫ મુરખો બોલ્યો ન હીરે લગાર, તારે બોલી તે રતૂકાર; તમે છાનાં રહો મોરી માત હમણાં જોતાં થાશે પ્રભાત. ૧૬ **પુરવછાયા**—રતુકાર બોલી સહી, સાંભળો કુળવંતી નાર; વણીક કેરો બેટડો, બીહીક ધરે અપાર. ૧૭ રાત અંધારી ઉપરે ચોર હશે કોઈ જાણ; તે માટે બોલ્યો નહી, એ છે ચતુર સુજાણ. **ચોપાઈ**—ચતુર હોય વણીકનો તન, માટે નથી બોલતો કાંઇ વચન; આપણે નારી નાં-

નેરાં બાળ ચોર મળેતો થાય જંજાળ. ૧૮ કોઇ લુટીલે આપણું ધન. એમ મુખથી બોલે કામન; તે માટે છાની રહે માત, વનમાં ઝાઝી નકરીએ વાત. ૧૯ વાત કરને સાંઢ ચાલી જાય, તારે બોલી કુળવંતી ત્યાંય; બીક કોની ધરેછો મન, બોલો બોલો પ્રાણજીવન ૨૦ વાત કરેને સાંઢ ચાલી જાય, પ્રાતૂસકાળની વેળા થાય; વીતી રજની ઉગ્યો દન, તારે મુરખે ઝબકાવ્યુ વદન. ૨૧ તારે બોલી કુળવંતીનાર, તુંતો સાંભળ રતુકાર; આતો નોય તેજપાલનો કુમાર, મૂરખો વર ઓળખ્યો તેણીવાર ૫ટ૫ટ પાપણી વિધાત, મને દુખ તણી તુ દાત; કુળવંતીને થઈ મુરછાય, પડી ગઈ ત્યાં પૃથ્વીમાંહ, ૨૨ છાતીશું ચાંપી રતુકાર, ખમા ખમા તુજને બહુ નાર; નેત્રથી આંસુ પાતજ થાય, મુખથી કાંઇ નવરે બોય. ૨૩ **પુરવછાયા**—ખમા ખમા દાશી કહે ભીડી તે રૂદીયા માંહ; ઘટીકા એ પૂકે સહી. ટળી તીહાં મુરછાય. ૧ વળતી તે કોપે ચઢી. કુળવંતી બોલીલાંણ, મુખ નવ જોઊં મુરખનું હુ છાંડુ માહારા પ્રાણ- રીસ ઘણી ચઢી નારને, બોલી મુખ તે વાર; આંસુ પડે બહુ આંખથી કાઢી પગની પેજાર. ૩ એનું મુંખ દેખુ નહી, પાપી એ કહેવાય, વાહાલા વછો હોએ સહી, ક્યારે ઇહાંથી જાય. કાઢ કાઢ એને સહી, મોંહુ એનુ બાળ; તે માટે તુજને કહુ, એને હેઠે ઉતાર; ૫ તારે મુરખો બોલીયો, કોણ આવે તુજ સાથ, શીવને દેહેરે આવીને, કીધી; મુજને ઘાત. ૬ હુ પુજા કરવા આવીયો, સદા શીવની જેહ; ભાંગજ પીધીમે હતી. ગીતજ કીધો તેહ. ૭ ગામ ઠામ મુકાવ્યું મુકાવી નીશાળ; અવગુણ કીધો તે સહી; વળી દેછે મુજને ગાસ. ૭ **ચોપાઇ**—એમ કહીને ચાલ્યો તેણીવાર, ત્યારે બોલી તે રતુકાર; આપણે ઊભા એકલાં વન, ચોર મળે તો લઈ જાય ધન. ૧ પુંરૂષ વીના કેમ રહેવાય, એ રાંધ્યું ધાંન સ્ત્રી કહેવાય; જે થાંનકે નારી જાય, પૃથ્વી તેને ખાવા ધાય, ૨ એમ કેહેતે રતુકાર, એ પાપીને માર પેજાર; એને દેખી વ્યાપે કાળ, માહારી નજરથી મોહુ બાળ.. પછે મુરખો બોલ્યો તેણીવાર. ભલો ભલો તું વીશ્વાધાર, દામોદાર છું તમારો દાસ શેવકને ઘણો વીશ્વાસ. ૪ માટે વાર કરો મુજ સ્વામ, હુતો જપુરે તમારૂં નામ; તમે ભક્તતણા પ્રતિપાળ, માહારૂ દુખ કાપો ગોપાળ. ૫ **પુરવછાયા**—દાસ પ્રભૂ છઉં તમતણો, કરૂણાનીધ કેશવરાય. એમ કહેતો ચાલીઓ, શોક કરતો જાય. ૬ સુંદર

ચાલ્યો વનવાએ, બોલી ત્યાં રતુકાર, બાઇજી કહુ તે સાંભળો, સાદ કરૂઆ વાર ૭ **ચોપાઈ**—સાદ કરૂછું એને સાર, ત્યારે બોલી કુળવંતી નાર, કહુ તારે તું ધરજે સાર, મુજ આગળ ન કરજે ઉચ્ચાર. ૮ તારે મન આવે તે કરનાર, ત્યારે સાદ કીધો તેણી વાર. તુ આવ મુરખ આણે ઠામ, એમ કહી બોલાવ્યો તે બામ. ૯ મુરખો ઉભો રહ્યો તે જાણ, ત્યારે બોલ્યો મુખથી વાણ, મારો વાંક નથી લગાર તમે તેડી આવ્યા વનમોઝાર. ૧૦ ઓરાઆ વોને મુરખા બાઇ, તમે રીસ ન કરશો કાંઈ; ત્યારે પાછો આવ્યો નીરધાર, સાંઢ હંકારી તેણીવાર ૧૧ **પુરવછાયા**— સાંઢ હકારી ત્યાં થકી, તે પવન વેગે પળાય; ઝળહળતું ઝળકી રહયું, એક નગર અનુંપમ ત્યાંય. ૧ દીસે બહુ રળીઆમણુ, જાણે હાક કઇલાસ; સાંઢ વેગે આવી સહી, તેજ નગરની પાસ રહે એક ફુલવાડી દીઠી સહી. સાંઢ હંકારી તે માંહ; ત્યાં આવી ઉભા રહ્યા નગર નીરખે તાંય. ૩ ઊંચા મંદીર માળીઆં, શોભે તેજ પ્રકાશ; હેમ ધડુલે શોભતી, નારી મન હુલાસ. ૪ **ચોપાઈ**-- નીર ભરતીતી નારીએ સોએ તેનુ રૂપ દેખી મન મોય; ભલાં ભઉટા શેરીને પોળ, સામા સામી હાટની ઓળ. ૧ લીંપી ભીંત કનકની ગાર, નાટારંગ ત્યાં નૃત્ય અપાર; દેખી હરખી કુળવંતી બોલી વાર, બોલી દાશી પ્રત્યે તેણીવાર. ૨ કુળવંતી બોલીવાણ, સાંભળ દાશી ચતુર સુજાણ; હવે બીજેરે કયાં જવાય. જોને સુકન રૂડા થાય. ૩ ખર જમણો થાય આવાર, એમ કહેતી કુળવંતી નાર; જળ ભરતી નારી સોય, રૂડા એવાશુકન હોય. ૪ **પુરવછાયા**— કુળવંતી એમ ઓચરી, સાંભળ રતુકાર; ક્ષુધા લાગી ઉદરમાં, જમવા નહી લગાર. તું મોકલ મુરખાને સહી ખાવાનું લેવા સાર; ત્યુંરે ત્યાં બોલાવીઓ તે વેળા રતુકાર, ૨ લાવ ખાવાહે તુંતો સહી, તુ જા ચઉટા મોઝાર; તવ મુરખો મુનીથી બોલીયો, હું પાસે ધન નહી લગાર ૩ **ચોપાઇ**—મુજ પાસે ધન નહી લગાર, ત્યારે બોલી રતુકાર; ધન આપો તમે મોરી માએ, જેમ મુરખો ચટામા જાએ. તારે કૂળવંતી કરતી જતન, જુગતેથી કાઢયું રતન, આપ્યું મુરખાને તાંય. મુરખો લઈ બજારે જાય ૪ ઝવેરી હાટે આવ્યો તે જાણ. આવી મુખથી બોલ્યો વાણ; ઝવેરી હાટ કયાં છે જેહ, એક વાણીઓ બોલ્યો તેહ. ૫ રાજદ્વારે ગયાં છે સાર, ઝવેરી હાટે નહી આવાર; વણીકનાં સુણીરે વચન; મુરખો વીચારૂ

કરતો મન **પુરવછાયા.**—વીચાર ત્યાં મનમાં કરયો, જાઉ રાજાને પેર રતન પારખું ત્યાં કરૂ, જાઉં એની પેર. ૧ સુંદર પોતે આવીયો. રાજા કેરે દ્વાર; આવીને ઉભો રહ્યો, કીધો ત્યાં જુહાર. ૨ તે ભદ્રસેન રાજા ખરો ભદ્રાવતીનો નરેશ; ત્યાં સુંદર તે આવીયો, જોબન બાળે વેશ. ૩ જુહાર કીધો સરવને, બોલ્યો મુખથી વાણ; માન દઇ બોલીયો, ભદ્રસેન રાજન. ૪ કોણ તણા તમે બેટડા, થીયો તમારેઃ દેશ; શાકારણ તમે આવીયાં; એમ પુછેછે નરેશ- ૧૮૮ પૃથ્વી દેશ અમારડો. તાતનો સરજન હાર, શેર અન્ન માટે આવીયા, જો લખ્યું હશે કીરતાર. ૬ **ચોપાઇ.**—કીરતારે લખ્યું તેહ હોએ, અદકુ ઓછું ન કરે કોય; એક રતન છે મારી પાસ જુવે ઝવેરીને થાય વીશ્વાસ. ૧ તે માટે આવ્યોછું જાણ ત્યારે રાજા બોલ્યો વાણ; ચાર રતન તે અમારી પાસ જોવા ઝવેરી આવ્યા છે પ્રકાશ. ૨ ઝવેરી ઉભા છે જ્યાંહ રતન પારખુ કરે ત્યાંએ; જોઇ સુંદર બોલ્યો તે વાણ, મનમાં સમરયા તે સારંગપ્રાણ. ૩ પ્રભુ દામોદર બાલમુકુંદ, દેવકીનંદન આનદ કંદ; મારૂ વચન સાચુ થાય. તમે તુટો જો વઇકુંઠરાય. ૪ **પુરવછાયા.**—વૈકુંઠવાશી છો તમો સ્વામી દીન દયાળ; વચન હોએ સહી તો કીધી મુજ સંભાળ. ૫ ઝવેરી પ્રત્યે બોલીયો, સુંદર સાચી વાણ; રતન બે ખોટાં સહી, બે સાંચાં નીરવાણ. ૬ જો તમે માનો નહી, તો પારખુ કીજે સાર; એરણ એક મંગાવીયે, ખબર પડે નીરધાર. ૭ **ચોપાઇ.**—ખબર પડે ત્યાં સાચી નીરધાર, પેસી જાએ એરણ મોઝાર; તેનો સાચુ નિશ્ચે કેહેવાય, ખોટાનાતો કટકા થાય. ૧ મંગાવી એરણ તે વાર, ઘા કરવાને તેડયા લુહાર; રતન મુકયું એરણપર જેહ, ઘાણ પડયો કટકા થાય તેહ. ૨ બીજુ રતન મૂકયુ તેણીવાર, એરણમાં પેઠુ નીરધાર; સરવે જોઇને અચરત હોય, એવો પુરૂષ ન દીઠો કોય. ૩ ઝવેરી ઝાંખા પડીઆ મન, ઘણીએ રીસ ચડી રાજન; રાજા કહે પરીક્ષા સારી કેવી, ઝવેરી ભુડા પડીઆ તેવી. ૪ **પુરવછાયા.**—રાજા રીસ કરે ઘણી, ઝવેરી ને તેવાર; બંધીખાને મોકલો, લુંટી લ્યો દરબાર. ૧ સુંદર પસ્તાયો ઘણુ, વીચારયુ મન; સમજાવી પોતે કહે, સુણો ચતુર રાજન. ૨ નજર સહુની ચામની, ભૂલે મોહોટેરા જન; માટે માફ્ક કીજીએ. રીસ ન ધરીએ મન. ૩ **ચોપાઇ.**—રૂડા રાજા ન કરીએ રીસ, મુકો ઝવેરી દીએ આસીસ; તમ

વચને રાજા કહે મુકી દેઉ, નહીતો મારીને ડંડજ લેઉ; ઝવેરી મુકયા તેણીવાર, તેતો હરખ ધરે અપાર; કોઇ આવ્યા મુલક રાએ, વીચાર મનમાં કરતા જાય. ૨ રતન હતું પોતા સાથ, તેને લઉ દીધું ઝવેરીને હાથ; તે રતન અમુલ કહેવાય, તેનુ મુલ કોણે નવ થાય. ૩ ધરેણે મુકયુ તેતો જાણ, લાખ રૂપીઆ લીધા પ્રમાણ; રતન દીધું ઝવેરીને હાથ, લાખ રૂપઇઆ લીધા સાથ. ૪ **પુરવછાવ.**—લાખ રૂપીઆ તે ઘડી, લીધા પોતે સાથ; દશ હજાર ત્યાં રાયને આપ્યા હાથો હાથ. ૧ રાજા બહુ રાજી થયા, સુંદરને કહે વચન; કામ કાજ હોય અમતણું. મુને કહો આણે દંન. સુંદર વળતો બોલીઓ, રાજા પ્રત્યે કહે વાત, મોહોલ એક જોઇએ ખરો, અપાવો તમે હાથ. ૩ ધન બેસે તે આપશુ, જોતાં તેનીવાર; શુધ કરીશું તે સહી, એવો મોહોલ તઇયાર. ૪

**ચોપાઈ**—મોહોલ અપાવો એવો તઇયાર, ટાંકુ કૂવાને માંહી કોઠાર, સરવે વસ્તુ ઘરમાં હોય, બાહાર ન જાવું પડે કોય ૧ અમને મોહોલ જોઇએ એવો સોય, વસ્તુ સરવે ભરી ત્યાં હોય; તવરાજા બોલ્યા તેણીવાર, હળીત તેડાવીયા બે ચાર ૨ કેહેતાં આવી કીધો જુહાર, કહે સાહેબ હમ હે તઇયાર; જો કામ હોસો હમ કીજે, હુકમ ફરમાવો સો હમ કીજે. ૩ કહોતો પકડ લાવે સાહુકાર, ઝવેરીકુ મારે ઠાર; તવ રાજા બોલ્યો તેવાર, મોહોલ રૂડો જોઇએ તઇઆર. ૪ **પુરવછાયા**—મોહોલ જોઈ કાહાડો તમો, સુંદર તેડી સાથ; જે જોઇએ તે અપાવજો, વેગે તેને હાથ ૧ હળીત ચાલ્યા ત્યાં થકી, સુંદર ભેળો જાયે; શેરી પોળ જોતો ખરો, ઉલટ અંગ ન માય ૨ **ચોપાઇ.**—ઉલટ સુંદરના મન માંહ, મેડી મોહોલ જોતો તે જાય; જાતાં એક દીઠોરે આવાસ, સુંદર આવ્યો તેની પાસ, ૧ ઊંચાં તે મંદીર માળીયાં, છઝાં ઝરૂખાંને જાળીયાં; હડીઓ વણઝારો રહે તે માંય. સુંદરે પુછુ હળીયતને ત્યાંય. ૨ આ કેનો મેહેલજ કેહેવાય. વળતાં હળીત બોલ્યો તે ત્યાંહ; હડીયા વણઝારા ઇસિમે રહે, હળીત સુંદરને એમ કહે ૩ આવ્યાં મોહોલ પાસે ત્યાં જાણ હળીત બોલ્યા મુખથી વાણ; ચલ બે ચલ હડીઆ તું આજ, તુજકુ બોલાવે ભદ્રસેન રાજ. ૪ કોપ ખુદાકા તુજકુ હોય, ઇસિમે ગુના તેરા કોય; હમને રોટી રાજાકી ખાઇ. હુકમ તુજકુ કહેતે ભાઇ. **પુરવછાયા**—વચન એવા સાંભળી થરથર કંપે મન; દાણ ચોરી કીધી નથી, શાને તેડે રાજન. ૧ તે જમીન

સુતો સહી, ઝબકયો બહુ મન માંહ; પેરણું તો પડે નીસરી. વણઝારો ઉઠયો ત્યાંહે. ૨ ધ્રાળ પડી બહુ પેટમાં, હોઠ કંઠ સુકાય; બોલે બોલ અવળુ સહી સવળ નવ બોલાય. ૩ ફાંદ મોટી પરસેવો ઘણો, પાઘડી તે પડી જાય; શું થાશે ભગવાનજી, આને શું કહેવાય. **ચોપાઇ**—અરે પ્રભુ આ શું કેહેવાય તેની થરથર ધુજે કાય, તેડી લાવ્યા, તે રાજ દુવાર, આવી રાજાને કરયો જુહાર. રાજા પ્રત્યે બોલ્યો વચન, શુ ગુનો મારો રાજન; શે કામે તેડયા મહારાજ, સાચુ કહોને અમને આજ. ૨ ભદ્રસેન ત્યાં બોલ્યા જેહ, મોહોલ કહીએ તમારો તેહ; સુંદરને આપો તે તમો, એવું વચન કહીએછે હમો. **પુરવછાયા** માન વચન હકીયા સહી, કહું તુજને નીરધાર; મહેલ સુંદરને આપીએ, નીકળો ઘરથી બહાર. ૧ એ સાટે બીજો આપશું. મહેલ તુજને કોય; સુણતાં ચીંતા ઉપજી, ઉભો ત્યાં બહુ રોય. ૨ થરથર તે કાંપે ઘણો વણઝારો ત્યાં જાણ; સુધ ન રહી શરીરની, જાણે હમણાં જાશે પ્રાણ, **ચોપાઇ**—વણઝારો કહે તેણીવાર, અમે જાશુ નગરથી બહાર; રાઢ કીડી કે ચીડજ ખાય, રાજાજી ત્યાંહાં કેમ રહેવાય. ૧ ત્યાં રાજા રીસે થાય, ચીત આવે તો હમણાં જાય; શાને લવરી કરે તું આજ, નિસરયા વિનાનો નવ સરે કાજ. માલ ધન આભુશણ હોય, વેહેલા લઇને નીસરો સોય; હકીયો રોતો રોતો જાય, પાસે આવ્યો તે સુંદર ત્યાંહાં ૩ **પુરવછાયા**—સુંદર બોલ્યો મુખ થકી. શુણ હકીઆ મુજ ભ્રાત; કેટલું ધન એહું હશે, મુંને સાચી કહેને વાત. ૧ પાંચ હજારને પાંચશે ઉપર તે પચાસ; ખાંતે મેહેલ કીધો સહી, રહેવાની ઘણી આશ હોંશ હતી હઇડા વીશે, ભોગવવા ઘરબાર; કોપ કરી તમે કારમો ખુંચી લો આ વાર, આશા સહુના મન વીશે હોય સદા ભરપુર; સતવાદી તોડે નહીં, સમજણ હોય જો ઉર. **ચોપાઇ**—ત્યારે સુંદર બોલ્યો વચન, સર્વે છુટી પડયું તુજ ધન; રાજા કાંઇ ન આપે દામ, હવે હઠ તણું નહી કામ. ૧ હુંતો રાજા પાસે જાઉં, કાંઇ અપાવી ઓશીગણ થાઉં; ત્યારે હકીઓ બોલ્યો વાણ, સાંભળ સુંદર ચતુરસુજાણ જે તમારા મનમાં આવે સહી, એમ હકીએ વાણી કહી, ત્યારે રૂપઇયા સાત હજાર; સુંદરે આપ્યા તેણીવાર. માલ ખજાનો લઇ નીસરયા બહાર, બીજે મંદીર ગયો નીરધાર; બીજા રૂપઇઆ હતા જેહ, શાહુકારને આપીઆ તેહ. તેનું સદાવ્રત માંડયું સાર, બાકી રૂપ

રૂપીયા છાશી હજાર, તેવું તો ત્યાં પુન્યજ થાય, સુંદર કહે તેટલું કરે રાય. **પુરવછાયા**—રાજા પ્રત્યે બોલીઓ, સુંદર મુખ વચન; વેહેલ એક આપો સહી તો, તેડી લાવું કામન, ફુલવાડીમાં બેઠાં સહી, દાશીને બીજી નાર; વેહેલ આપી રૂડી તીહાં, આવ્યો તેણે દ્વાર. રતુકાર જોઇ કરી, કુળવંતી કહેવાણ; મુરખો પ્રાક્રમી છે ખરો, દીસે ચતુરસુજાણ કુળવંતી બેઠી વેહેલમાં આવી નગર મોઝાર; ત્યાંહાં આવી ઉભા રહ્યા, હટીઆ કેરે દ્વાર. ઉંચાં મંદીર માળીઆં, જળહળ જોત પ્રકાશ; તે જોઇને વીસ્મે થઈ, જે કુળવંતી નાર. મનમાં તે સમજી સહી, નવ બોલે મુખ વાણ; દાઝ ઘણી મનમાં ભરી પોતે ચતુરસુજાણ; મોહોલ પાસે આવી સહી, ગયાં ઘર મોઝાર; જોઇને ત્યાં વીસ્મે થયાં, ભરયા સરવ ભંડાર. **ચોપાઇ**—આવ્યા આવ્યા તે ઘર મોઝાર. રૂડા દીસેછે આ ઘરબાર; હીંડોળાખાટ બાંધીછે સહી, જઇ કુળવતી બેઠી તહીં નાના વીધનાં વસ્ત્ર દીસે સાર, વાસણ તરેહ તરેહના સાર; ઘૃત ખાંડ સાકર અનેક, જોતાં કાંઈ ન આવે છેક. ચોખા પરદેશી દાલ અપાર, તે જોઇને રીઝી રતુકાર; જે જોઈએ તે સરવે છે ત્યાંય, કુવો ટાંકુ છે મેહેલની માંહ. જ્યાં જુવે તાં દ્રષ્ટ ભરાય, તે કુળવંતીજોતી જાય. વેછો પડયો છે મુજ ભરથાર, એ પાપીને માર પેજાર; પછી બોલી તે કામન, દાસી તું રાંધે ભોજન. ભુખ લાગીછે મુજને અપાર, એમ કહેતી કુલવંતી નાર; રસોઇ લીધી જુગતે કામન, નાનાં વીધનાં તે રાંધ્યાં અન. બત્રિશાં ભોજન ઉત્તમ પાક, ઘણી જાતનાં કીધાં છે શાક; બહુ જાતના કીધા છે આચાર, બરણી ભરી ઘર મોજાર. આદુ લીંબુ દીસેછે ઘણા, અથાણામાં નહી કાંઇ મણા; કેરી રાયતી કરમદાંકેર પાપડના ગોળા ભરીઆપેર; દુઝે મહીશને વળી ગાય, તેનું દુધ ઘણેરૂં થાય. છ મનભોગ થયા તઇયાર, ઉઠી જમતી કુલવંતી નાર; ઉને પાણીએ નાહી કામન બેઠી કરવાને ભોજન. જમી ઉઠયાં કુલવંતી નાર, વળી જમી તે રતુકાર; મુખવાસ રૂડો છે સાર, તેતો ચાવે મુખ મોઝાર. **પુરવછાયા**—રતુકાર વળતી વદે, તું સાંભળરે કામન; મુરખો ભુખ્યો છે સહી. હવે કરાવીએ ભોજન. કુળવંતી વળતી એમ વદે, દેખી વાપે કાળ; નામ ન લઇશ તું મુજ કને મોઢું એનું બાળ. લે તાંસળી તું ત્યાં થકી, એંઠુ જુઠુ અન્ન; નાંખી મુઠી મીઠા તણી, દે કરવા ભોજન, બે ચાર પાપડ તે સહી. સહુ ભેળુ કીધુ જાણ; મુઠી

એ મીઠા તણી, નાંખી તે પરમાણ. ચોપાઇ.—તાંસળી લીધી તે કર મોજાર. આગળ મેલી તે રતુકાર; જમો જમો મુરખા વીર, જમી શીતળ પીધાં નીર. સુંદરે કવલ ભર્યા જેટલે. બાહાર નીસરી પડી તેટલે, ઉપર પાણી પીધું સાર; પછે કવત ભર્યા બે ચાર ભલો ભલો તું દીનદયાળ, તુંતો જગત તણો પતીપાળ; જમી ઉઠયો તે પરમાણ તેડુ આવ્યું તહાં રાજન; સુંદર આવ્યો તે સભા મોજાર આવી રાજાને કર્યા જુહાર, રાજાએ ઘણું દીધું માન. પાસે જઈ બેઠા પ્રધાન. વાલો લાગે રાજાને અપાર. સુંદર વીના ન ચાલે લગાર, મધ્યાન થયાને માગી શીખ. મનમાં કુળવંતીની ઘણી બીક, સુંદર ત્યાં થકી ઘેરજ જાય તે રાતે પછે શુ થાય; રસ્તે જાતાં કરેછે વીચાર, ભલી દાશી છે રતુકાર. પુરવછાયા.—બીક ધરતો આવીયો, વેગે ઘર મોજાર; બલીહારી જાઉ તુજ ઉપરે, એમ વદે રતુકાર. સુંદર મોલમાં આવીઆ. પરસાળે ઉભો જાણ; રતુકાર કહે રાણીને, બોલે મધુરીવાણ. મુરખો બેઠો આંગણે, ભોજનની શી પેર, કુળવંતી બોલી સહી, જેના મનમાં ઝેર. વાહાલા વછો હો આવીઓ, ચડેછે મનમાં રીસ; શુ કરૂ તે ચાલે નહી, નીકર છેદુ શીશ.

ચોપાઇ.—એમ મુખથી બોલે કામન, ઝેર આણીને બહુમન; એની વાત આ કર વારંવાર, એ મૂવાને માર પેજ્તર એઠુ જુઠુ જે હોએ અન આણી આગળ મુકયુ ભોજન; જમોજમોરે મારા ભ્રાત, શુ કહુ તમને ઝાઝી વાત; જેવો સમો તેવું સાવધાન, આંખો મીચીને જમીએ અન. સુંદર કહે સુણુ સુણુ રતુકાર; ભુખ નથી લાગીરે લગાર. પુરવછાયા.—ભુખ નથી મુજને કાંઈ સાંભળ કહુંછું સોય; ઊંઘ ઘણી આવેમુને, કાંઇક પાથરણુ આપો અમોય. પછી રતુકાર ગઇ ઘર વીખે, જ્યાં કૂળવંતી નાર; પાથરણુ માગે મૂરખો એમ કહેછે રતુકાર. ફાટલ આપી ગોદડી માંહે ભડકલાં બાર; ખંખેરીને પાથરી, માંહ ધુળ ગરી શેર ચાર. પાહાણો મેલો ઓશીંગડે, મુખથી કહે કામન; સુંદર જોઇ એમ બોલીઓ, ભલો તું જગજીવન. ચોપાઈ.—પાથરી ગોદડી ભડકલાં છે બાર, તારે બોલી રતુકાર; તમે કેમ ઘો મુરખાને છેહ, કાંઇક વીચાર કરોને તેહ. એવું શુણીને કરે પેજાર, દાસીને મારી બે ચાર. તાંની માંની તે સાંખી સહી, ગોદડી લઇને તાંથી ગઈ. તે લેઇ આવી સુંદર પાસ, મુખે નાંખતી બહુ નીસવાસ; ભાઇ મારૂ ન ચાલે જોર, મુને મારી જેમ

બારે ઢોર. ગોદડી પાથરી તેણીવાર, માંહિ ધુળ ખરી શેર ચાર. ફાટલ ભડ-
કલાં છે બાર, ઝાટકી પાથરી તેણીવાર. **પુરવછાયા.**—સુંદર જોઇ વીસ્મે
થયો. ભલો તું દીનદયાલ; આ ગોદડી કઈ વરસની, ક્યાં રાખી જગપાલ.
એમ કહી સુતો ખરો, સુંદર તેણીવાર; નિંદ્રાતો આવે નહી માંહી ચાંચણુ
કરે ચટકાર. આખી રાત એમ વહી ગઇ, થયો પ્રાતુશકાળ; મુખ મંજન
કીધુ સહી, સમરયા શ્રી દીનદયાળ. **ચોપાઇ.**—સમરયા સમરયા દીન દ-
આળ, ગયો સભા માંહે તતકાળ; દીઠો સુંદર તેણીવાર, રાજાએ ઉઠી કીધો
જુહાર. સુંદર આવ્યો તે ઘર મોઝાર, સામી ઉભી છે રતુકાર **પુરવછાયા.**
બલીહારી તુજ ઉપરે રસોઇ કરીને જાય; ભોજન છે મન ભાવતાં, જે તુજ-
ને ગમે તે ખાય. સુંદર આવ્યો ઘર વીષે, સમરૂં જગજીવન; રતુકાર ઘરમાં
ગઇ જ્યાં બેઠી કામન. **ચોપાઇ.**--ઘરમાં આવી તે રતુકાર, જ્યાં બેઠી કુ-
ળવંતી નાર; બાઇ મુરખો આવ્યો તે ઘેર, હવે ભોજનની શી પેર. જમીને
સુતી તે મકાન, ઘણો સાંભરે તેજપાળનો તન નેણે આંસુ વહે ચોધાર, ભુ-
ડી કીધી તે કામદાર, મે જાણ્યું આવું નવ હોય, વીધાત્રા મારી વેરણ હોય;
હું માત તાતને ત્યાં મેહેલી, પરદેશમાં આવી એકલી ઘણો શોક મન આણે
નાર, એટલામાં આવી રતુકાર; બાઇ મુરખો આવ્યો છે ઘેર તેના ભોજનની
શી પેર. **પુરવછાયા.**--રીસ કરી બહુ કુળવતી, એક હોક મારી રતુકાર;
જાને રડા અહીં થકી, જે પડ્યું તે દે અહાર. ખીચડી પાપડ અંન જે મીઠુ
નાંખને માંહે; તાંસળી આપ તું તેહને, મુરખો લઇને ખાય. પાસે આવી ઉ-
બી રહી, તાંસળી મેહેલી પાસ; સુંદર અન ચાખી જુઓ, મુખે કરતી ની-
શ્વાસ. મીઠું બહુ નાંખ્યું ઝડી ભાવે નહી લગાર; કવત ભર્યાં તે બે સહી; બી-
જું દીધુ નાર. તે દીવસ એમ વહી ગયો, રાતનો પડી તાંહ; શુવાકેરૂ ટાણું
થયુ, મુરખો બોલ્યો ત્યાંહ, પાથરણાં આપ તું મુજને, સાંભળ તું રતુકાર;
ફાટેલ આપી ગોદડી, માંહી ધુળ ખરી શેર ચાર; ઝાટકી જ્યારે પાથરી,
માંહ ભડકલાં બાર સુંદ્રર કહે શ્રીનાથજી, નોધારાં આધાર. લઈ રતુકારે પા-
થરી, પાશાણ ઓશીકે હોય સુદર ત્યાં બેઠો સહી, ટગ મગ સામુ જોય. ભ-
લા અતી ભગવાનજી ભકત તણા પ્રતીપાળ; તમ વીના તો કુણ કરે, વેગે
મુજ સંભાળ. સુંદર સુતો સાથરે, ઊંઘ ન આવે લગાર; ઉઠીને બેઠો થયો.

ચાંચડ કરે ચટકાર ચોપાઇ—ચાંચડ કરે ચટકાર. તેને ઊંઘ ન આવે લગાર; આખી રાત એમ વહીને જાય. પ્રાતુસકાળની વેળારે થાય. મુખ મંજન કરયું તેણીવાર, પુછે ચાલ્યો તે રાજદુવાર; સુંદર આવ્યો સભા મોજાર, આવી રાજાને કીધો જુહાર. આજ થયો રાજાનો દીવાન. માટે પ્રિતેથી આ- પોમાન; સુંદર એવું સુણતાં તતકાળ, તારે પગથી મસ્તક ઉઠી ઝાળ: ઘડી ઘડી શૂ લેછે એનું નામ, ખાલી વખાણ કરીને તુ ભામ ૩ મારા પગ તણા પેજાર, શુ જાણુ જે કોણ કામદાર; ઘણા કરીશ તુ વખાણ, એ પાપીનો લઉ પ્રાણ ૪ આજ કામદારી એને હોએ, મીઠું ઝાઝુ નાંખજે સોએ; તાંસળી વચમાં પડી છે જેહ, લઈ અંન નાંખી આપી તેહ. ૫ માંહી નીચડી પાપડ પ્રમાણ, લઇ તાંસળી આવી નીરવાણ; તેતો મેહેલી સુંદરની પાસ ઘણો નાંખે દાસી નીશ્વાસ. ૬ પુરવછાયા.—નીશ્વાસ મુકે કામની, મારૂ ન ચાલે જોર, સુંદર મુખથી બોલીયો, ફોકટ શો કરવો શોર. ૭ એમ કહી બેઠો સહી કવલ ભરયા બે ચાર; નીસાસો મેલી કહે, તુ ભલો વીશ્વાધાર. ૧ ફાટલ બીજાની ગોદડી, જેમાં ભડકલાં બાર, ઝંકારો કીધો સહી, તાંહાં ધુલ ખરી શેર ચાર. ૪ ચોપાઈ.—પાશાણ ઓશીકે મુકયો સાર, માંહી ચાંચણ કરે ચટકાર; સુંદર રામરે શ્રી ગોપાળ, ધન્ય ધન્ય જગત પ્રતીપાળ. ૧ પ્રભૂ દામોદર બાલમુકંદ, નરક નીવારણ આનંદકદ; પ્રભુ કરોને મારી સહાએ. જેથી દુઃખ સઉ દુર પળાએ. ૨ મારા કોટી અપરાધ જે હોએ, તમે મનમાં ન ધરશો સોએ; એમ કહી પ્રભુને લાગે પાંએ,સ્તુતી કરતાં રેણી વીતી જાએ. ૩ તમે ભક્ત વત્સલ હરી કહાવો, માટે દાસ કરેછે દાવો; મારી અરજ સુણી ભગવાન, તમે રાખો સેવકનુ નામ. ૪ પુરવછાયા.—રેણી ત્યાં વીતી ગઇ, થયો પ્રાતુશકાળ; સુદર તવ ઉઠયો સહી; રામરી દીન દયાળ. ૧ ખમા ખમા સઉ ઓચરે, બંદીજન જશ ગાય; કરે સલામ સઉ સ્નેહથી થયા તીહાં તઇઆર. ૨ ચાકર સઉ ભેળા થયા, ચાલ્યા ત્યાં કામદાર; ઘોડા ઉપર બેસતાં નકી કરે પોકાર. ૪ ચોપાઇ. સુદર ઘોડે થયો અશ્વાર, આવી ઉતસ્યા રાજદુવાર; રાજાએ ઘણાં દીધાં માન, આવો આવોને દેશી દીવાન ૧ સુંદર વીના ઘડી ન રહેવાય, સુંદર કરે તે ત્યાં થાય; રાજાની રાણી કરે વિચાર, કેવી હશે સુંદરની નાર. ૨ તેડી વાળંદ કેરી કામન, જા તું સુદરં કેરે ભોવન

નખ ઉતારવા મશે કરી, ઉતારી જોઇ આવજે ફરી ૩. **પુરવછાયા.**— વાદલ કેરી નારી સહી, આવી સુંદર દ્વાર; જોતાં હરખી મન વીખે મુખે કરયો ઉચાર ૧ રતુંકારને જોઇ કરી, દીઠુ રૂપ અગાર; ખજ મનમાં વીચારીયુ, આ હશે સુંદરની નાર. ૨ આવો નખ ઉતારીએ, એમ કહેતી કામન. પચાસ રાણીએ મોકલી હુ આવી તમ ભોવન ૩ **ચોપાઇ.**—એમ કહે વાળંદ કેરી નાર, તારે બોલી રતુકાર; હુ તો દાસી માણુસ પ્રમાણ, મારીસણી છે મોહોલમાં જાણુ. ૧ એમ કહી ચાલીરતૂકાર, આવી કુળવંતી પાસે નાર; બાઇ વાળંદ કેરી કામન, મોકલી રાણીએ આપણે ભોવન. ૨ કૂળવંતી કહે લાવ આ દ્વાર, પછે લાવી તીહાં રતુકાર; તેનુ રૂપછે તે જોઇ વીસ્મે હોય એનુ તેજ ખમે નહી કોય, મુખ ચંદર જેવુ છે જાણુ, કવી કહે કેમ કરૂરે વખાણુ; એઠી દીઠી તે કામની, નોય ભુતલ એવી ભામની. ૪ ચંદર વદન નેણાં છે વાંક, સીંહાઠારે કટીનો આંક; હંસા ગત ગજ કામની, જાણે સરદ સોભે જામની. ૫ જેવી પૂસ્પલતાની વેલ, જાણે વાડીમાં શોભે કેલ; જેવી દીસે ચંપા કેરી કળી, જાણે આકાસમાં વીજળી. ૬ જેવી ઈંદર કેરી અપછરાય, માતુની મદભરી મછરાય; દીઠે લાગે તે મોહનું બાણ, કવી તેનુ શૂ કરે વખાણુ ૭ **પુરવછાયા.**—વખાણુ તેનુ શૂં કરૂ, મોહ પામી ઘણું નાર; બાંહ ઝાલી ઉભી કરી, પછે બોલી રતુકાર. ૧ શૂધ શરીરની નવ રહી, ત્યાંથી ચાલી કામન; રાણી પાસે આવી શહી, રાય તણે ભુવન. ૨ આવી ત્યાં ઉભી રહી, દીધા સમાચાર; પચાસ રાણી તમે સહી, તેમાં એકે ન એવી નાર. ૩ એક દાશી એહની, તેવી નહી કોય; નખમાં તણાયાં સહુ મે મન વીચાર્યુ સોય ૮ જો તમે માનો નહીં, જુઓ એની પેર; સુધ બુધ મારી જોતાં ગઇ, તમે જુવો જઇ ઘેર એમ કહી. સંચરી, પોતાને થાનક જાય; રાણી સહુ વિસ્મે થઇ, આતે શૂ કહેવાય. ૬ મુરછા પામી કામની, વાલંદ કેરી નાર, એવું રૂપ છે એહનુ; જોવી તે નીરધાર. ૭ **ચોપાઇ.**—રાણી સઘળીએ કર્યો વિચાર હવે નીશ્ચે જોવી નાર; આપણે તીહાં કેમ જવાય, રાતે-સમજાવી જો પ્રયે રાય. ૧ એ વાત રહી એટલે, સુંદર વીચાર કરે તેટલે; મધ્યાનકાળ થયો ત્યાં જાણ. તારે મુખથી બોલ્યો વાણુ. ૨ જુહાર હમારો માની લીજીએ, આગ્યા તે અમોને દીજીએ; એમ કહીને ઉઠયો તે વાર, નગારૂ દેવરાવ્યું કામદ

૩. સેના ચડી ઉભી થાય, ખમા ખમા તે કરતા જાય; સુંદર ઘોડે થયો અ-સ્વાર, સુંદર પાખરીઆ ચાલ્યા દસ હજાર. ૪ ધજા નેજાને આગળ નિશાન, તતક્ષણ આવ્યો પોતાને સ્થાન; આવી ઉતરયો ત્યાં કામદાર, સરવે ચાકર કરેછે જુહાર. ૪ **પુરવછાયા.**—જુહાર સરવે કીધો સહી, પાછા વાળ્યા તે વાર; ઉપર લુણ ઉતારતી, દાશી તે રતુકાર. ભલે પધારયા વીરજી, હું જાઉં બલીહાર, મધુર વચન એમ બોલતી, આવ્યો ઘર મોઝાર. **ચોપાઇ.**—સુંદર આવ્યો ઘર મોઝાર, રાણી પાસે ગઈ રતુકાર; બઇ આવ્યારે દેરા દીવાન એને આપીએ આપણ માન. ભોજન આપો એને ભરપૂર, ભોજનરે થયુ ઘણું અસુર; તારે બોલી કુળવંતી નાર, એ મુવાને માર પેજાર. ૨ મુજ આ-ગળ ન લે એનુ નામ, નહીતો મારૂ તુજને આ ઠામ; તારે મન એ તો કામ-દાર, મારા પગ તણી પેજાર. ૩ **પુરવછાયા.**—પેજાર મારા પગતણી, ગમે ન એતું વચન; તાંસળી લેઇને આપતું એઠું જુઠું અંન્ન. ૧ સુણતાં કચ-વાઈ ઘણુ, દાશી મન અપાર; અરે પ્રભૂ સામું જુઓ દુ:ખીઓછે કામદાર. ૨ રતુકાર કહે શુ કરૂ, મારૂ ન ચાલે જોર; બોલ્યાનો કાંઇ લાગ નહી હવે શુ કરશો સોર. ૩ **ચોપાઇ.**—પછે તાંસળી લીધી કામન, માંહે ખીચડી પાપડ અન્ન. સુંદર બોલે નિહ લગાર, લેઈ કવલ ભરયા બે ચાર. ૧ સુંદર ધીરજ રાખે મન, ભલું કરશે જુગજીવન; એવી મનમાં વીચારે વાત, પછે પડી ત્યાં વેગે રાત. ૨ સજ્જા કીધી છે સુંદર કાજ, ફૂળવતીને ઘણીછે દાઝ; ફાટલ ગોદડી દીધી સાર, માંહે દીસે ભડકલાં બાર. ૩ **પુરવછાયા.**—ખંખેરી તે પાથરી, ધુળ ઉડી શેર ચાર; સુંદર ત્યાં જોઇ રહ્યો, માંહી ભડકલાં બાર ૧ તેપર કીધો સાથરો, પાશાણ ઓશીંગડે હોય; બીછાનુ કરીયું સહી, સુંદર ઉભો જાય. ૨ ભેલો ભલો ભગવાનજી, લજ્જા રાખજે શામ, ભકતવતછળ છો ભૂદરા દુખે તણા વીસરામ, ૩ સૂંદર સૂતો ધરવીખે, રાજા મોહોલજ માંહ, સુખ સજ્જામાં પોઢીઆ, રાણી તળાસે પાય. ૪ **ચોપાઇ.**—રાણી આવી સરવે પાસ, આવી ઉભી તીહાં પચાસ ભેગી મળીને કરેછે વાત, તમે સાં-ભળો મારા નાથ. ૧ સુંદર નાર કહીએ જેહ, અમને દેખાડો તેહ; વાલં-દની સ્ત્રી કહીએ જાણ, તેને વાગ્યાં મોહનાં બાણ ૨ મૂરછા પામીને તે વળી, તેની શુધ શરીરની ટળી; એવી રૂપવંતી જે નાર, અમને દેખાડો ભરથાર. ૩

એમ કહી પગ તાણ્યો નાર, તમને સુવા ન દઇએ લગાર; ત્યારે વળતા બોલ્યા ત્યાં રાય, અમે જોશુ એ કન્યાય. ૪ હમણા નીંદ્રા આવે અપાર, માટે સુઇ રહેવાને ઘો નાર; તોયે કામની ના મૂકે કેડ, વારે ઘડીએ કરે બહુ છેડ.

**પુરવછાયા.**—દુખ દીએ છે કામની, તીયારે રાજા બોલ્યો વાણ; પેટ ભરયું છે તાહરૂ, જાય છે માહારા પ્રાણ. ૧ નારી તો મુકે નહી, રાજાને ચડી રીસ; તમને કહાડી મુકુ ખરો, નહીતર છેદુ શીશ. ૨ નારી મુખથી એમ કહે અમને કહી કાંઇ લાજ; વેચાશુ જઈ લાકડાં, લાજશો તમો મહારાજ. ૩ તારે રાજા એમ કહે મેહેલો આણે દન; એક વાર જાઉ ખરો, પછે દેખાડુ કામન. **ચોપાઇ.**—એમ રાજાએ કહ્યો બોલ, નારી કટે તમે આપો કોલ; પછે રાજાએ કોલ દીધ, તારે થયો પ્રાતુસકાળ સીધ. ૧ તવ રાજા કછેરે બીચાર, હવે પરપંચ કરૂ હું સાર; જેમ દુભાય નહી કામદાર, દીવસ ચડી ઘડી બે ચાર ૨ **પુરવછાયા**—રાજા કહે ભલે આવીઆ, એક પુરો મન ની હામ; ચોપાટ રમીએ બેઉ સહી, આપ તમશું કામ. ૧ નવો પ્રધાન થાયે ખરો, તે રમે અમારી સાથ; આનંદમાં દીવસ નીસરે, એ માનો મુજ વાત.

**ચોપાઈ.**—સુદર આવો સોગટે રમીએ, જે હારે તેને ઘેર જમીએ; તેની નારી તે પીરસે અંન, લજ્જા ન ધરે તેની કામન ૧ આપણુ કરવો એટલો કોડ, ત્યારે પહોંચે મનના કોડ; ત્યારે સુંદર બોલ્યોરે વચન, હું છઉં તમારોરે તન. ૨ તેની કેમ પીરસે કામન, લજા કેમ મુકે રાજન; પુત્ર જમે માતાને હાથ, તે તો જાણે છે સરવે વાત, ૩ ઘટતું હોય તેમ રમાએ, સાચુ વચન કહુ મુ રાય; ત્યારે રાજા બોલ્યો વાણ, સાંભળ સુંદર ચતુરસુજાણ. ૪ હેવું ભાગ્યમાં હોય ત્યારે થાય, વહુ રાંધે ને સસરો ખાય; તે માટે આપણ રમીએ, જે હારે તેને ઘેર જમીએ. સુંદર ઝાંખુ મુખ તારેથાક, પાસા લીધા હાથમાં રાય; એવું જ્યારે કીધુ રાજાય. તતક્ષણ નાંખ્યા પાસાય. ૬ **પુરવછાયા.** સુંદર મુખ ઝાંખુ થયું ત્યાં જીત્યો રાજન; ઘરમાં પેઠાનો ઠામ નથી, શું કીધુ જગજીવન. ૧ હવે તો હું શું કરૂ, કેમ યરૂ હુ કાજ; મેં જાણ્યું સૂખ પામશુ મરણુ આવ્યું મહારાજ. ૨ એમ કહીને તે નીસરયા, કલપાંત કરતો મન; ઝાંખુ મુખ દેખી કરી, તવ બોલ્યા રાજન. ૩ **ચોપાઈ.**—રાજો મુખથી બોલ્યો વચન, શુદર સાંભળરે મારા તન; કાં ઝાંખુ થયું રે વદન, કાંઇ ચીંતા

આં કરશો મન ૧ હવે ગેર તુ વહેલો જાએ, ભોજનને તે અસુરજ થાએ; ત્યારે સુંદર બોલ્યો વચન, કાલ જમવા આવો રાજન, ૨ એમ કહીને ઉભો ત્યાં થાય, સુંદર પોતાને ઘેર જાય; અશ્વ ઉપર થયો અશ્વાર, દુંદભી વાગી તેણીવાર. ૩ **પુરવછાયા**.—સુંદર ત્યાંથી ચાલીયો, નીશાણવાળીઓ ધાય; ઢોળ દળમાં ગડગડે, ખમાં ખમાં કરતાય. ૧ સુંદર આવ્યો ઘર આંગણે રવેને કરયો જુહાર; બલીહારી જાઉ તુજ ઉપરે, એમ કેહેતી રતુકાર. ૨ ચીંતાતુર દીસો ખરા, વળી તમે કહી વાત. જેવું હોય તેવું કહો સુંદર મારા ભ્રાંત. ૩ વચન એવુ સાંભળી, મુખ મુક્યો નીશ્વાસ; મરણ આવ્યું ઢુકડુ, ભાગી મનની આશ. ૪ મેં જાણ્યું હવે જીવશુ દુખનો ન આવીઓ અંત; રાજા કુહે હઠે ચઢયો, ઘણી જેને મન ખંત. ૫ ચોપાટ રમીગા રાયજી, બોલ્યા રૂડી પેર; રમત રમતાં હારે સહી, જમીએ તેને ઘેર. ૬ એવુ વચન રાયે કહ્યું તેનો થયો વીચાર; તે માટે તમે જાણજો, મોત આવ્યું રતુકાર. ૭ ઉગરવાનો ઉપાય નહીં, કહ્યું ન માને નાર; સમજાવી સમજે નહી, રતનસેનની કુમાર. ૮ રતુકાર હું શું કહું, મુખથી કહ્યુ ન જાય; છેતરીયો મુને રાયજી, તે ચીંતા નવ સમાય. ૯ તારી મોટી આશ છે,તું વીના ન રાખે કોય;તે કરતાં લખીયું હસે, તેનો ધોખો નોય. ૧૦ મહેરબાની કરી કહ્યું, ન માને લગાર; હતું તાંહાં સરવે સહી, મરણ આવ્યુ હવે નાર. ૧૧ **ચોપાઈ**.—સુંદર બોલ્યો તેણીવાર, તું તો સાંભળરે રતુકાર; હવે મરણ આવ્યું નીરધાર, હામ રહી તે હઈયા મોઝાર. ૧ તારી રાણી ન પીરસે અન્ન, જમવા તે નાવે રાજન, તે માટે મરવું આણે દંન, હામ હઇયામાં રહી કામન. ૨ આબરૂ તો મારી જાએ સાર, સાચુ માને તુ રતુકાર; હવે મારૂ પેડ કટાર, હામ રહી હઈયામાં સાર. ૩ તારા ગુણ નો ન આવે પાર, સાચી વાત કહુછું નાર; મારા ચામની શીવડાવુ પેજાર, હામ રહી હઇઆમાં સાર. ૪ પાણી પહેલી બાંધુ પાળ, મુવા ઉપર બીજી નહી ગાળ; તે માટે મરૂ આવાર, હામ રહી હઇયામાં સાર. ૫ એમ કહીને સુદર રોય, રતુકાર ઉભી ટગમગ જોય; છેડે કરી આંસુ લૂવે ત્યાંહી હામ રહી હઇયામાં આંહી. ૬ વળતી બોલી રતુકાર, જઈ સંભળાવું કુલવંતી નાર; તુંતો દુખમાં લગાર, ધીરજ મનમાં રાખીએ સાર. ૭ તુંતો દુખ પામે છે અપાર, સુખી કરશે જુગદાધાર; એમ કહે છે રતુકાર, ધીરજ

મનમાં રાખો કામદાર. ૮ એમ કહીને ઉઠી કામન, ઘર મધે ગઇ ભામન; તારે હરખ્યો તે મની, લજા રાખો જો જગજીવન. ૮ પુરવછાયા.—ધારજ મનમાં રાખો સહી, કહેછે રતુકાર; કાંઇ એક પરપંચે કરી, સમજાવું એ નાર. ૧ એમ કહીને સંચરી, ગઇ કુલવંતીની પાસ; કરજોડી કરે વીનતી હુછુ તમારી દાસ. ૨ ચોપાઇ—બઇ કહુછુ એકજ વાંત, તમે રીસમાં કરશો માત; મુરખો મરેછે આણીવાર, પછે આપણે થાશુ ખુવાર; રાજા જમવા આવ આપણે ઘેર, માટે રસોઇની શી પેર. જો તમે કરશો નકાર, તો મરે રાજાનો કામદાર. ૨ તારે કુળવતી બોલી વાણ, મૂરખો મરેતો થાએ કલ્યાણ એનું મુખ દેખે થાય પાપ, એ મરે તો મટે સંતાપ. ૩ વણ ચોસડે રોગજ જાએ, તીખુ કડવું તે કોણજ ખાએ; એવુ કરે જો તીકમરાએ, તોતો આપણે સુખડુ થાએ. ૪ પુરવછાયા.—સુખ થાએ તે આપણે, એમ કહેતી નાર; વચન એવાં સાંભળી, તવ બોલી રતુકાર. ૧ અરે બાઇ એ શું કહો, વીચારો કંઇ મન; મુરખો મરે દુઃખ ઉપજે લુંટી લીએ રાજન. ૨ ચોપાઇ.—નીશ્ચે લુંટી લે રાય ધન, તારે ઓરતો કરશે મન; તવ આપણુ નહી કંઇ જોર, ભુંડા હાલ કરશે જેમ ઢોર. ૧ તારે સમજી કુળવંતી નાર., તુ સાંભળ રે રતુકાર; પેટ ભરીને કેહે તુ નાર, મુવો ચીર મંગાવે ચાર. ૨ ચાર ચુડલા મંગાવે જાણ, તેમાં જુજવા રંગ પ્રમાણ; કોરો ને કડકડતો જેહ, કચકડ ને સુરવણનો તેહ. ૩ એવા ચુડલા મંગાવે ચાર, આભૂપણ જુજવા તે સાર; જુજવી ભાતનાં વળી લાવો ચાર, ઘણા ઘણા અમૂલખહાર. ૪ નારી કુંજરનો એક સાર, બીજો સોનેરી નીરધાર; ત્રીજો વળી બંગાળી ઘાટ, ચોથો એ ભુલાવે તે માટ. ૫ એવા જુજવા ચારે રંગ, મુકો લાવી આણે જંગ, એવા વચન કહ્યાં કામન, દાસીને ઉછરંગ બહૂ મન. ૬ જ્યાં બેઠાં છે કામદાર, મુખથી બોલે રતુકાર; તુજ ઉપર જવુ બલીહાર, તમે ચીર મંગાવો ચાર. ૭ ચાર ચુડલા મંગાવો જાણ, જુજવા રંગના પરમાણુ; બે લાવો અકોટાની જોડ. એક નયને બીજો મોર. ૮ બીજાં આભૂષણ છે અતીઘણાં, તે તણી નહિ કાંઇ મણા; એવો બોલ રતુકારે કહ્યો, સુંદર મનમાં ઘણો રાજી થયો ૯

પુરવછાયા.—વચન એવાં સાંભળી, હરખ પામીયો અપાર; બારે ઉભો રહી કરી, તેડ્યા ઢળીત ચાર. ૧ શીવચંદને વળી મુળચંદ કહેવાય, જવેરચંદને

તેડજો; એમ કહે સુંદરરાય. ૨ તતક્ષણ ત્યાંથી ચાલીયા, આવ્યો તેણું દ્વાર; ચલો બે ચલો બે એમ કહે, બોલાવે કામદાર. ૪ **ચોપાઈ.**—ચલો બે ચેંલો બે તૂમ સહુકાર, તુમકુ બોલાવે કામદાર; હમ કહેતે જલદી કરો, નહીતો માર ખાઇને મરો. ૧ તુમ કહ્યા કરો કામદાર, ચલો નહીતો ખાઓગા માર હમતો ચાકર માણુસ ભાઇ હમને રોટી ઉનકી ખાઈ. ૨ **પુરવછાયા.**—શીવચંદ મૂળચંદ એમ કહે, આ ટાણો શુ કામ; રાત પહોર ગઇ ખરી, કેમ તેડે દીવાન. ૧ ચારે જણ ભેળા થયા, થરથર ધરજે દેહ; પોંથીયાં પડે છે નીસરી પડે છે પાઘડી તેહ. ૨ નવો કામદાર થયો સહી, આપણને ડડે જાણ આ ટાણેતેડુ મોકલ્યું, કાંઇક ચુક છે નીરવાણ. ૩ હવે આપણે શું ઘટે, બેશી કર્યા પરીઆણ; જે ગમે તે આપશુ, એમ મુખેથી બોલ્યા વાંણ ૪ **ચોપાઇ.** ચારે ભેળા મળીને જાએ, આવ્યા જ્યાંછે સૂંદરરાએ; ત્યાં આવીને કર્યો પ્રણામ, તારે સુંદરે દીધાં માન, લાવ ગાદલુ તું રતુકાર, પાથરી બેસારો સાહુકાર, દાસી ગઈ ઘર મોઝાર, ગોથાં ખાતી ખાથીરે તાર. ૨ મનમાં વીચાર કરતી જાએ, રખે કુળવંતી સાંભળે કાંએ; તેતો કામ ખશીને જાએ, માંડ માંડ કહીછે હાયે. ૪ વળી સૂંદર બોલ્યા જેહ, લાવ પાથરવાને તેહ; ત્યારે બોલ્યા ત્યાંહ સાહુકાર, અમને ફીકર નથી લગાર; એમ કહીને બેઠા સાહુકાર હવે શુ કહોછો કામદાર. તારે સુંદર બોલ્યો જેહ, એક કામ કયોરે તેહ. ૫ ચાર ચુડલા લાવો નીરધાર, આણી આપો રૂડાં ચીર ચાર; રંગ જુજવા જુજવી ભાત, જે હોએ તે આણી આપો સોએ. ૬ અકોટા ઝાડ સુવરણની જાણ. જડાવ નથ નેપૂર પ્રમાણ; આણી હમણાં આપો તે સાર, એમ કહેવા લાગી યો કામદાર, ૭ ગમશે તો અમે રાખશુ, એનુ મૂલ થશે તે આપશૂ. ઉઠો કહુ તમને આણી ઘડી, તમે વાર ના લગાડશો વળી. ૮ **પુરવછાયા.**—શેઠ અતી રાજી થયા, ગઇ તે સઘળી ઘાત; મારગ ચાલ્યા મલપતા, કરે માંહો માંહી વાત. ૦ ધરમ રાખ્યો પરમેશ્વરે, હુતી મનમાં ફાળ; વીઘન કશૂં નડીયું નહી, તે કીરપા દીનદયાળ. ૨ ઘેર પોતાના આવીયા, કરો મનમાં વિચાર; ચાલો ઝટ લાવીએ, ચઉટેથી નીરધાર. ૩ એમ વિચારી નીકળ્યા ધન રાખીને પાસ; કહ્યા પ્રમાણે વેહેરીયું, જાતાં પહોચે આંશ. ૪ વસ્તૂ સરવે લેઇ કરી, આવ્યા સુંદર પાસ; જોઇ અતી રાજી થયા, મુખે કહે સાબાશ. ૫

ધન એહુ હોય જેટલુ, તે લીજે આ વાર; લજ્જા નહી તે વાતમાં, એમ કહે કામદાર. ૬ એહુ તે મુખથી વધા, શાણા જે શાહુકાર; તેજ પ્રમાણે આપીયું લાગ્યું નવ કીધી વાર. ૭ જુહાર કરીને આવિયા, પોતાને અવાસ; મનમાં બહુ રાજી થયા, પોચીં સરવે આશ. ૮ વસ્તુ સરવે લઇ કરી આપી ત્યાં રતુકાર; જઈ તુ વેગે આપની, જ્યાં કુળવંતી નાર. ૯ **ચોપાઈ.**—તે રજની તો વીતી જાએ, પ્રાતુશકાલની વેળા થાયે; રાત પાછલી રાત ઘડીકા ચાર, ત્યારે ઉઠી કુળવંતી નાર. ૧ રસોઈ કરે રૂડી તે તઇયાર, ચતુર નારીને શાની વાર, છપન ભોગ કીધા છે કામન, તેનો રાજાને કરવા ભોજન. ૨ તરેહ તરેહનાં કીધાં છે શાક, તેમાં ચુક નહીંરે જરાક; ભજીયાં ગરમાગરમ છે અપાર, વળી રાયતાં કીધાં નીરધાર. લીંબુ કેરી તણાંરે આચાર, સરવે રાખ્યાં ત્યાંહાં તઇઆર; પછે કહે કુલવંતી નાર, તુતો સાંભળને રતુકાર. ૪ હવે દીવસ ચડયો ઘડીચાર રાજાને તેડાવા આણીવાર, સમગ્રી સરવછે તઇયાર. માટે મુરખાને કહે નીરધાર. ૫ સુણી કુળવંતીનાં વચન, રતુકાર થઇ છે પ્રસન; આવી સુંદરને કહેછે વાત, તુંતો સાંભળી મારા ભ્રાત. ૬ સરવે રસોઇ તઇઆરજ થઇ, આજ તુઠ્ઠા છે શ્રી ભગવાન; રાખ્યું તમારૂ આ સમે માન; જઈ તેડી લાવો રાજન માટે તમો પધારોવીર, રાખો ને રૂદીઆમાં ધીર; તેડી આવજો ઝટ તમે સાર કરશો નહીરે લગાર. ૮ એવું શુણતામાં ત્યાં કામદાર, મન રાજી થયો છે અપાર; મારા ભાગ્ય તણો નહી પાર, આજ સમજી કુલવંતી નાર.૯

**પુરવછાયા.**—સુંદર ત્યાંથી ચાલીયો, આવ્યો રાયને દ્વાર; પ્રીત કરી પધારીએ, ભોજન થયાં તઇઆર. ૧ માટે વેગે ઉઠીએ, હોંસીલા માહારાજ; પુત્ર ઘેર પધારીએ, ભોજન કરવા કાજ. ૨ **ચોપાઈ.**—ચાલો ચાલો આપણે દ્વાર, ભોજન થઇ ત્યાંહાં તઇઆર; સુંદરે એવાં કહ્યાં વચન, જમવાને ચાલ્યો રાજન ૧ રાજા ઘોડે થયો અસ્વાર, ચાલો ચાલો કરે તેણીવાર આ વ્યા તતક્ષણ ઘેર કામદાર, સામી ઉભી છે રતુકાર. ૨ **પુરવછાયા.**—દાસી દોડી ઘર વીષે, બાઈ આવ્યો તે રાજન; મુરખો તેડી લાવીયો, કરવા કરાવો ભોજન. ૧ કુળવંતી ત્યાં એમ વદે, પરસાળે તેડી લાવ; આશન આપ તુ બેશવા દઇને આદ ભાવ. ૨ પછે રાજાજી આવીયા, બીડાવ્યા ત્યાં દ્વાર; પરસાળે બેઠા સહી, પાસ બેઠા કામદાર. ૩ રતુકાર વળતી એમ કહે, તમે ભલે પધાર્યા રા-

જતો રાજા વળતો જોઇ રહ્યો, ધન ધન તે કામન ૪ જેવી દાસી ચતૂર છે નથીય ઉત્તમ નાર; ધીક ધીક મારો મનખો, ધીક પડ્યો સંસાર. ૫ **ચોપાઇ.** ત્યાંતો જમવા બેઠો રાજન, કુળવંતીએ દીધાં બહુ માન; પેરયો સુડ્યો સુવરણનો જેહ; ઓઢ્યું ચીર અનોપમ તેહ. ૧ પહેરયા ઝાંઝર ઉત્તમ સાર. કડલા કાંબી તણા ઠમકાર; કાને સુવરણ કેરી ઝાલ, નાકે મોર અમુલખ માલ. ૨ રૂડી રાખડી શોભે વતી ઓઢણીયું પાસે વાદળીં; દરસનીયું ને ગોફણી સાર, ફરતી ઘુઘરીકેરો ઘમકાર, ૩ સણગાર ગળામાં શોભેસાર, જુમખની પટ બાંધ્યુ તે વાર; કંઠે મુકતા કેરોછે હાર, હીરા રતન તણો ચમકાર. ૪ હાથે કંકણ બાજુબંધ, મહા કામી જોઈ થાએ અંધ; સોળ સણગાર સજ્યા તે નાર કર લીધો બાજઠ ભમરી બાર. ૫ હેમ બાજઠ મુક્યો છે પાસ, બીજો રૂપાનો તેની પાસ; હેમ બાજઠ હીરા જડયા, કીયા જડીયાએ રૂડચા જડયા. ૬ ફુંદડી ફરતી તેમાંસોએ, વળી ઝાંઝરનો રૂડાં હોએ; રૂપા કેરો બાજઠ ત્યાંય, હેમ ઘુઘરી ટાંકી તે માંહે. ૭ કીયા કારીગરે તે ઘડીઆં, હીરા રતન અમુલ્ય જડીયાં વળી ગદ્દલ બે લીધાં સાર. તેતો બેસવાને નીરધાર ૮ પાંચ પટીલી કહીએ જેહ, તેનાં ગદ્દલાં લીધાં તેહ; તે ગદ્દલ આપે રતુકારજ પાથરચા તેનીવાર ૯ પછે તતબર થઇ કામની, વેગે ચાલી ગજ ગામની; ઘરમાંથી નીસરી બાહાર. તેમાં કાંઇ ન લાગી વાર, ૧૦ રમઝમ કરતી નીસરી, જાણે ઇંદ્રપુરીની પરીઃ બાજઠ મુકચા રાજાની પાસ, મનમાં થઇ બહુ ઉલાસ. ૧ બીજો બાજઠ રૂપાનો જેહ, સુંદર આગળ મુકયોં તેહ; અવળો હાથ મુકયો કામન, મુખ જુવે નહી ભામન. ૨ રાજા મનમાં કરે વીચાર, લજાવંતી દીસે છે નાર; મહા રૂપ તણો અવતાર, તેમાં ખામી નહી લગાર. ૧૩ **પુરવછાયા.**—રાજા તે વિસ્મે થયો, ધન ધન એ કામન; ભાગ્ય મોટું સુંદર તણું, એ નારી રૂપ રતન. ૧ પચાસ રાણી છે ખરી, મારા ઘરમાં સોએ; એવું રૂપ દીઠુ નહી, ઉંમર માંહી કોએ. ૨ **ચોપાઇ.**—પછે કુળવંતી ઘરમાં ગઇ ઉતારયાં આભુષણ ત્યાં સહી; બીજા વસ્ત્ર પેહેરયાં તેણીવાર, બદલ્યા સરવેને સણગાર ૧ ચુડો પેહેર્યો કોરેલે જાણ, દક્ષણી ચીર ઓઢ્યુ નીરવાન હાથમાં ભોંજન કેરો થાળ. ભરજોબન છે મછરાળ, ૨ મેહેલ્યો થાળ બહું વિધ કીધ, અવળા હાથે સુદરને દીધ; નારી કળા કરે છે અપાર તેનો ન આમે પાર આ

તો બીજી દીસે છે કામન, એમ વીચારે મનમાં રાજન; સુદરને બે છે રૂડી નાર, એના તેજ તણો નહી. પાર ૪ રાજા ત્યાં જોઇ રહ્યો. ભલો સુંદર કામદાર; સરખે સરખુ રૂપ છે, એને બે છે નાર ૫ કનકવરણ કામની જસી, સોહીએ સોળ શણગાર; હંસ સમી મરગ લોચની, પદમની પેમ અપાર ૬ ભર જોબન વરસ સોળમા, ગજગામની તે નાર; ધીક ધીક અવતાર તે માહરો, એમ રાજા કરે વીચાર ૭ **ચોપાઇ**—રાજા મનમાં કરે વીચાર; પછે ઘરમાં ગઈ તે નાર; તેણે સણગાર ઊતારયો જાણ, પછે પેહેર્યા ત્રીજો પરમાણ ૧ કોરો ચુડલો પેહેર્યો તે સાર, ઓઢી ચુંદડી તે નીરધાર; પેહેરયાં આભુસણ બીજાં જાણ દીઠે મોહ ઉપજે નીરવાણ. ૨ જાણે કન્યા પરણી સાસરે જાય. એવું મન વીમાસે રાય; લીધો ભાત ઘરતને દાળ, જેનો સ્વાદ ઘણોજ રસાળ ૩ ઠમકે ઠમકે મુકતી પાય, કામી નરનો તે જીવડો જાય; રાજાને વાગ્યું ત્યાં કામબાણ, તેની શુધ ટળી નીરવાણ ૪ વપુ કંપે ને મુખ ન બોલાય, તેની ગતી જોતાં એવી થાય; જોઈ સુદર ત્યાં કરે વીચાર. રાજા કામી થયો નીરધાર ૫ **પુરવછાયા**—શુધ શરીરની નવ રહી રાય વીચરે મન; મેં જાણ્યુ સ્ત્રી બે સહી, પણ દીસેછે ત્રણ ૧ પચાસ પુરી પરણીયો નહીકોઈ એવી નાર; ધીક ધીક મનખો માહરો ધન્ય સુદર અવતાર. ૨ **ચોપાઇ**.—એમ રાજા વીચારે મન, ઘરમા તે ગઇ કામન. ઊતારયા વેગેથી શણગાર. નવા બીજા પેહેરયા તે નાર. ૧ કચકડાનો ચુડો શોભે અપાર, બાંહે બાજુ બેરખા નીરધાર; બાંધણીની સાડી પેહેરી જાણે, નાકે વાળી પેહેરી પ્રમાણ. ૨ જાણે ગુજરાતણ નીસરી બહાર, હાથમા ધર્યો દુધનો થાળ; માહ સાકર ભરીછે સારં જાયફળ એલચી ખુશબોદાર ૩ **પુરવછાયા**.—બાહાર નીસરી કામની, હાથમાં દુધનો થાળ; તે રાજા ત્યાં જોઇને હણ્યો. પડી પેટમાં ફાળ. ૧ સુધ બુધ સરવે વીસરી, ભાન નહી લગાર; જોજો ભાગ્ય સુદરતણું, જેને અસ્ત્રી છે ચાર ૨ ધન ધન સુંદરને મનખો ધન ધન એ કામદાર; ધન ધન રાણી કુળવંતી, જેની દાસી રતુકાર. ૩ તુજ ઘર એવી કોઇ નહી. જોતાં એવી નાર; હવે તે હું શુ કરૂ; રાજા કરે વીચારે. ૪ સુંદરને મારૂ સહી ચારે લઉ કામન, જોતાં સુંદર ચેતીયો, કામી થયો રાજાન. ૫ **ચોપાઈ**.—સુંદર સંભારે સારંગપાણ મધસૂદનજી રાખજો માન; પ્રભુની પાસુ છે તમ તણુ, સાચુ

વચન હું તો ભણુ. ૧ તમે ઊગારયા ભગવત અનેક, તેનો કહેતાં ન આવે છેક; લજ્જા રાખજો કમળાપતી, એમ સુંદર કરે વીનતી. સુંદર મનમાં એવી ભગતી કરે, તવ રાજાનું મન પાછું ફરે; કેમ મારૂં એ કામદાર, મુજને ચાલે નહી લગાર. ૩ પાપ દ્રષ્ટી મારી થઇ, વૃદ્ધપણુમાં બુદ્ધી કેમ ગઇ; સરપ કરડે ને જીવડો જાય. તારે સ્ત્રી ભલી કયાં થાય. ૪ ક્ષણ ભંગ તો આ છે દેહ શરીર પડવાનું છે તેહ; પ્રભુજીએ આપી એવી બુદ્ધ, ત્યારે રાજાના મનમાં થઇ શૂધ. ૫ એતો માહારે પુત્રી સમાન, એમ રાજાને આવ્યુ જ્ઞાન; ખોટી દ્રષ્ટી મેં તો કરી એ તો મારી ભગની દીકરી. ૬ જમી ઊઠયા છે તેણીવાર, તેને વાર ન લાગી લગાર; હવે પાડ ઓશીંગળ થાઊં; પસલી આપીને અહીથી જાઊં. ૭ પાંચ હજાર રૂપઇયા સાર, ચાર સ્ત્રી ને રતુકાર; પગે લાગીને રાજા જાય, તેને ઊલટ અંગ ન માય. ૮ **પુરવછાયા.**—રાજાતતક્ષણ ઉઠીયા, ઘોડે થયા અશ્વાર; સુંદર ભેગો ચાલીયો, તે આવ્યા રાજદુવાર ૧ તે દીવસ એમ વહી ગયો, થયો સંધાકાળ; શીખ માગીને સંચરયા સુંદર તે તતકાળ. ૨ ફાટલી બીછાવી ગોદડી, માંહી ધુળ ખરી શેર ચાર; તે સુવાને પાથરી, માંહે ભડકલાં બાર. ૩ સુંદર તો સૂતો ખરો રાજા સુવા જાય; સજ્જામાં પોઢયો ખરો, સ્ત્રી તળાસે પાય ૪ પચાસ રાણી ભેગી થઇ, બોલી મુખથી વચન, સુંદર નારી જોઇ આવીયા, તે દેખાડો રાજન, ૫ એમ કહી પગ તાણતી દૂખ દેતી નાર; અમે તે જોશું સહી, સ્ત્રી છે જે કામદાર ૬ **ચોપાઇ.**—મુકો મુકો કહે રાજન, તમે દુખ માં દયો કામન; તો એ નારી ન મુકે કેડ ઘણી કરતી રાજાની છેડ. ૧ તારે રાજાને ચડી ઘણી રીસ, કાહાડી મેલું કાં છેદુ શીશ; તારે નારી બોલી વચન, તજશો તમે સ્વામીન. ૨ અમે કરશુ નીચાં કામ, ત્યારે જાશે તમારૂં નામ; લાકડાં ઘાસ વેચી પેટ ભરશું, તમારા મોહોલ હેઠે નીકળશુ. ૩ પ્રથમ બોલ્યાતા મુખથી બોલ. તમે આપ્યો તો અમને કોલ; માટે દેખાડો તે નીરધાર, રાજા કેહે સ્ત્રી છે ચાર. ૪ જેને દેખીને રીજે મન, તેનુ કેમ જોવાએ વદન; તમે પચાસ રાણી કામન, દુર મુખણી છો ભામન. ૫ **પુરવછાયા.**—રૂપ એનું અદભુત છે, તમે નહી દાસી સમતોલ; પરપંચ કરી દેખાડશું, એમ રાજા બોલ્યા બોલ. ૧ કોલ આપ્યો તે નારને, રાજી થઇ અપાર; આતૂરતા મળવાં તણી, સમરે જુગદાધાર ૨

**ચોપાઈ.**—રાજા ઉઠયાં તે પ્રાતુસકાળ, સુંદર આવ્યો તે સભા મોઝાર; ત્યારે રાજાએ દીધાં માન, ભલે આવ્યા તમે પ્રધાન. ૧ આજ રાતે મેં દીઠો ખેલ, તે તો તમને કહુછું પેલ; એક નારી તે ભીનેવાન, તેતો દીસે રૂપ નીધાન. ૨ તેને ધાબળી ઓઢી શીશ, જાણે કરેછે ઘણેરી રીસ; એક ત્રીશુળ કર મોઝાર, સીંદુર તીલક કરયુ નીરધાર. ૩ **પુરવછાયા.**—સીંદુર તીલક તે કરયું, મેં સ્વરૂપને દીઠી નાર; ખપર હાથે તે ખરૂં, મુખ કરતી પોકાર. ૧ ખાઉં ખાઉં રાજન તુજને ખાઉં તુજ પરધાન; નીવેદ મારાં નવ કરો, સમજુ થઈ રાજન ૨ ઉજાણી કરો માહરી, ભદ્રકાળી છે નામ; માહાકાળેશ્વર શીવ સહી, તમે આવો આણે ઠામ. ૩ તે માટે તમે સાંભળો, પ્યારા મુજ કામદાર; ઊંટ ઢંઢેરો ફેરવો સહી, આવે સહુ નરને નાર. ૪ **ચોપાઇ.**—બહુ આવે ત્યાં નરને નાર, પડો વજડાવો આંણીવાર; ત્યારે સુંદર બોલ્યો વાણ એમાં સરવેનુ થાશે કલ્યાણ. ૨ ઢંઢેરો ફેરવ્યો તે ઘડી, તેને વાર ન લાગી વળી; ગામ મધે જે નરને નાર, ઉજાણી જાવા થાજો તઇયાર. ૨ ભદ્રકાળી માતા છે જ્યાંહાં બાળ ગોપાળ આવજો ત્યાંહાં; એમ ફરી આવ્યો પાછો ઠામ, આવી હેઠે કર્યો પ્રણામ. ૩ એમ ફરીને આવ્યા રાએ, પછે પોતાને ઘેરે જાએ; રાજા બોલ્યો તેણીવાર તું તો સાંભળ મુજ કામદાર. ૪ હવે વાત કહુ છુ અમો, કુટુંબ તેડી લાવોને તમો; તમે કાંઈ માં લગાડશો વાર, જાઓ સામગરી કરો તઇયાર.

**પુરવછાયા.**—ત્યારે સુંદર વળતું બોલીઓ, તમે સાંભળો મારી વાત; હુ સાચુ તમને કહું ખોટું ન બોલુ તાત. ૧ તમ સાથે અમે આવશુ, આવી ન શકે કામન; ચારે ને દુખે સહી, કોઈ નવ પીરસે અન્ન ૨ એકને તાવ આવે સહી, બીજી વમન કરે અપાર; ત્રીજીનુ માથું દુખતું, ચોથીને નથી કરાર. ૩

**ચોપાઇ.**—સુદરે એવાં કહ્યાં વચન, રાજાનું નવ માન્યું મન; સુદર એમ નહી એ લગાર, જેમ તેમ ભેળી તેડો નાર. ૧ વેહેલમાં બેશી ચારે આવે ત્યારે રાણી મન ઘણું ભાવે; સુદર ફેરવણી કરે અપાર, જોર ચાલે નહીરે લગાર. ૨ રાજા કહે હવે વેહેલા થાઓ, તમે પોતાને મંદીર જાઓ; સુંદર ત્યાથી ઉઠયો તેણીવાર, પછે ઘોડે થયો અશ્વાર. ૩ વાગીયાં નગારાં ઢોલ નીશાન, નકી પોકારે મુખથી વાણ; આજ સુંદર સમો નહી કોય, એવી વાત નગરમાં હોય ૪ **પુરવછાયા.**—સુંદર આવ્યો ઘર વીખે, સરવને કરી જુ-

ઢાર; ચાકર સઉ પાછા વળ્યા. ત્યારે બોલી સ્તુકાર. ૧ આવો આવો વીર માહરા, ભોજન કરીને જાઓ; પાણી ઉનાં છે સહી, ઝટપટ વહેલા નાઓ. સુંદર મહેલમાં આવીઓ. ત્યારે ભીડયાં દ્વાર; સ્તુકાર ઘરમાં ગઇ, ભોજનને શી વાર. ૩ કુળવંતી બોલી રાહી તુજને એવડું શું, થાયઃ તાંસળી પડીછે ચોકમાં તું ત્યાં લઇને જાય. ૪ **ચોપાઇ.**--તાંસળી લીધી કામન, માંહે ખીચડ પાપડને અંન; તે તાંસળી લઇ ચાલી દાસ, આવી ઉભી સુંદરની પાસ. ૧ જમો જમો વીર માહરા, હું તો વારણા લેઉ તાહરાં; સુંદર બોલે નહી લગાર, ઝાંખુ મુખ દીઠું તેણીવાર. ૨ સાચુ કહોને મારા ભ્રાત, જો હોય તારા મનમાં વાત; ત્યારે સુંદર કહે છે લો જુહાર, મારે મરવું પડશે આવાર.

**પુરવછાયા**--રાજાએ મુજને કહ્યું ઉજાણી કરવી સાર; વેહેલે બેસી આવજો, તમે નરને નાર. ૧ પચાસ રાણી માહરી, આવે સરવે જાણ; નગર લોક સરવે આવશે, કહ્યું વચન પ્રમાણ. લે શેહેરમાં ડંડેરો ફેરવ્યો, કાલે જાશે જાંણ તે માટે તુજને કહુ મરણ આવ્યું નીરવાણ. ૩ આગર જાશે માહારી, તે માટે મરવું સાર; વચન એવાં સાંભળી, તવ બોલી રતુકાર. ૪ **ચોપાઇ.** એમ કહી ચાલી રતુકાર, આવી જ્યાં કુળવતી નાર, બાઇ સાંભળો કહુ વચન. મુરખો મરે છે આણે દન. ૧ મુરખો મરેતો આપણે દુખ હોએ, રાજા દંડ લીએ ત્યાં શોએ; દરશન કરતા જોવું કામન, એમાં કાંઇ ન બેસે ધન. ૨ તવ બોલી કુળવંતી નાર, મુવો નારંવારે જંજાલ; પરાણે પુણ્ય આપણે થાએ, સાચુ કહ્યું મોરી માએ, ૩ રાંડ તારે મન એ ભાવે, ત્રણ વેહેલ મંગાવી લાવે; એવાં વચન કુળવંતીએ કહ્યાં, તે મરવે રતુકારે લહ્યાં. ૩ **પુરવછાયા** વચન એવાં સાંભળી, તતક્ષણ આવી વાર, વહેલ ત્રણ મંગાવો સહી, એ" કહેતી રતુકાર. ૧ તે ઘડી વેહેલ મંગાવી ત્યાં, છોડી આગળ મોઝાર; ફર્માંડ ત્યાં ભીડાવીયાં, મૂરખા પાસે તે વાર. ૨ આખી રાત ઉજાગરે, વેહેલ ગુથણી હોએ; માફા તેના ઢાલીયા, તે કળી ન શકે કોએ. ૩ માહે એક મુકી શલ્યા શહી, ત્રણ ત્રણ મણની સાર; તીર દોરીએ દેખવી સહી, હીકમત કીધી નાર. ૩ **ચોપાઇ**--એવી હીકમત કીધી નાર, પ્રાતુશકાળ થાયો તેણીવાર; ત્યારે મનમાં કરયા વીચાર, હવે શું કરીએ નીરધાર. આગળ આપણ જઇ એ સોએ, જેમ વાત પ્રગટ ન હોએ; રાત બે ઘડીકા ત્યાં રહી, કુળવંતી લે

તતખર થઇ. દાતણ પાણી કીધું કામન; બે ઘડીક રહી જામન; વેહેલ જોતરી તેની ઘડી, તેમાં ફુલવંતી બેઠી ચઢી. ૩ ચાર વેહેલ ચાલી જેટલે, ગામના ઘોડા ચાલ્યા તેટલે; શકટ પેઢીયા છે ત્યાં અપાર; સરવે ચાલ્યા નગરથી બાહાર. ૪ જાવું છે ત્યાં એક જોજન, માતાનાં કરવાં દર્શન; કોઈ ઘોડે થયા અસ્વાર, કોઇ વેહેલે બેઠા નીરધાર. ૫ લીધાં શ્રીફળ સીંદુર ધુપ લીધાં ઘાટડી મોહોડીયા અનુપ; હરખ આણે તે નરને નાર, મેળો માતાને થયો અપાર. ૬ આખુ નગર નીસરયું બહાર, સુંદર ઘોડે થયો અસ્વાર; આવ્યો આવ્યો તે રાજદ્વાર, રાજાજી હવે કેટલી વાર. ૭ વેહેલા થાઓ તમે રાજન, આગળ ચાલ્યાં અમારાં કામન; સુણી રાજા ઉઠયા તેણીવાર, ઘરમાં ઉતાવળ કીધી નાર. ૮ સુંદર નારી આગળ જાએ. તમને કેમ અશુરજ થાએ; એવાં વચન કહેછે રાએ, પછે રાણી ત્યાં તતખર થાએ. ૯ **પુરવછાયા**—વચન એવાં સાંભળી ઉતાવળી સર્વે થાએ વસ્ત્ર અવળાં પેહેરીયા આભુષણ ભૂલી જાએ. ૧ કોઇએ તેલ માથે ઘાલ્યું નહીં, આંજણ આંખે ના હોયે; સઉ ડીક થઈ ઉઠીયાં મેલાં ગાંડાં દોડયાં જાએ. ૨ તેને જોઇ બહુ હરખીયા, તે ભદ્રસેન રાયે અસ્વારી આગલા થઈ, સઉ સેન ચાલ્યું જાયે, વેગે વહી સઉ આવીયા, ભદ્રકાળી મા ત્યાંયે; ભદ્રકાળી માતા કહેવાએ, સરવે લોક તે આવ્યા ત્યાંયે. **ચોપાઇ**—દેહેરા ઉભા કીધા મહારાજન તંબુ ખડા કીધા રાજન સુંદર વેહેલ છોડી એકાંત, ચીંતાથી મન નહી કાંઈ શાંત. ૧ રખે ખબર પડે ત્યાં રાયે આબરૂ તો નથી ઘરમાંહે; તે માટે બીહેછે મન. રખે વાત જાણે રાજન. ૨ પોતે પોતાનું કામ થાયે; કચેરી ભરી બેઠા રાયે, મોટા મોટા સાહુકાર આવે, તેતો રાજાને મનડે ભાવે. ૩ રાગ રંગ થાયે અપાર, રાજા પાસહે બેઠા કામદાર; લોક સરવે હલમલ કરે; માતાને નીવેદ ધરે. ૪ **પુરવછાયા**—નીવેદો નાના તીધ તણાં, જઇ મુકે રાજન; સ્તુતી કીધી અતી ઘણી. પાસે બેઠા પ્રધાન. ૧ ભક્ષ દીધું ત્યાં સહી પછે આવ્યા સભાએ; કચેરીમાં બેઠા સહી; ભોજન તતખર થાયે. **ચોપાઇ**—રસોઇ થઇ ત્યાં રાજન ચાલો ચાલો જમીયે પ્રધાન, સાહુકાર બોલે તેણીવાર; અમ ઉતારે જમશે કામદાર. ૧ અમને ગરીબને દીયો માન, પ્રધાન જમવા મેલો રાજન; મોતીચંદ એમ કહેછે સોયે, રાજા કહે વાત ન હોયે. ૨ અમ ઘેર જમે કામદાર, ત્યારે

તેડવા આવી રતુકાર; ચાલો ચાલોરે મારા ભાઇ. ભોજનની તઇયારી થઈ.

**પુરવછાયા** —ચાલો ચાલો વીર માહરા, કરવા ભોજન; રસોઈ ઠરીને જાયછે વાટ જુવે કામન. ૧ તવ રાજા મુખથી બોલીયો, એ કેમ જમે કામદાર; ભોજન નાના વીધ તણા, જેને સ્ત્રી ચાર. ૨ હશીને સુંદર પરવર્યો, આવ્યો પોતાને દ્વાર; ખમા ખમારે વીર માહરા, એમ વદતી રતુકાર. ૩

**ચોપાઈ**—ખમા ખમા વીર મારા, હુતો વીધન લેઉ તાહરાં; ચાલો રસોઇ ઠરીને જાએ, આવો આવોરે તંબુ માંહે. ૧ સુંદર તંબુમાં ગયો તેણી વાર, ત્યારે બોલી ફૂળવંતી નાર; મૂવાને આગો બેસાડ સોયે, મુખ દેખુનો પાપજ હોયે. ૨ તાંસળી વચમાં પડી છે જાણ, આપ પીટયાને પ્રમાણ, ત્રાંસળી લઇને કર મોઝાર, તેમાં એઠુ જુંઠુ પીરશુ નાર. ૩ સુંદર આગળ મેલ્યું સહી, માંહે ખીચડી પાપડ અત્ર, સુંદર કવલ ભરે નહી, ભલો તું જગજીવન ૪ મીઠુ ઝાજુ નાંખીયુ માંહે પાણી નાંખ્યુ સોયે; ગરીબ સરવે જમે ખરા તેને પણ આ દુખ નોયે. ૫ એમ કહીને ઉઠયો. કવલ ભરયા બે ચાર; માન દીધુ તે અન્ન દેવને, આવ્યો સભા મોજાર. ૬ પાન સોપારી મુખમાં ધરી. લવીંગ એલચી સાર; તે ચાલતે આવીયો, ધડી નવ લાગી વાર. ૭ રાજા વાણી બોલીયા, શું જમીયા કામદાર; વેહેલા વેહેલા આવીયાં કાંઈ ન લાગી વાર. ૮ સુંદર કહે સુણો રાયજી, મુજને એક વ્યસન; કસુંબો ચડયો નહી, ભાવ્યું નહી કાંઈ અન. ૯ **ચોપાઇ.**—એક પડયુછે મુજને વ્યસન, કાંઇક ઠુગો કરૂ રાજન; તારે મુજને ભાવે અંન, સત્ય માનીયે મુજ વચન, તારે મીઠાઈ દીધીછે ત્યાંએ, શેર બે લેઈ સુંદર ખાએ; બીજી મીત્રોને વેંચી દીધી ઘણા દીવસની ભુખ શાંતી કીધી. ૨ પછી રાજાની રાણીયો જેહ, ફૂલવતાને કહાવે તેહ; તમને મળવાની ઘણીછે આશ, અમો આવીએ છીએ તમ પાસ

**પુરવછાયા.**—ફૂલવંતીને કહાવીયું, તું સાંભળ ચતુરસુજાણ, સામગ્રી કરજો તમો અમો આવુંછુ પરમાણ ૧ તાંયે ફૂલલાં ચાર મંગાવીયાં, ગલાલે ભરીયાં સાર; હીકમ્ત તાં એવી કરી; વળી ત્રાંસ મંગાવ્યાં ચાર. ૨ **ચોપાઇ.**—ચાર કુડલાં મંગાવો સાર. વેગેથી તાં મેલાવો નાર; સોમચંદને વીરચંદ પાળ કુડલાં ચાર મંગાવો તતકાળ. ૧ વહેલી થા તુ રતુકાર આવશે ભદ્રસેનની તાર; વળી નાટક કળા કરવી, તેની આંખ ગુલાલે ભરવી ૨ બાંધ્યાં કુડલાં

ચાર પર સોએ, દોએ નારી વીચીક્ષણ હોએ; ચાર તાંસ તે છે પ્રમાણ કુંડ-ળાં પાસે ભરી મુકયા જાણ. ૩ આવે આવી નારીને સર્વે મળી, રથ મંડળી કીધી વળી; ત્યાં આવાને ઉભાં સરવે, બોલેછે મુખથી બહુ ગરવે. ૪ વાહલાં આઓ કુળવંતી નાર, નીકળ માંહેથી બહાર; તવ નીકળે જોવાને પુર, ચાલી જેમ જુધ કરતાં શુર, ૫ ચાર મુક્તાફળે ભરયાં જેહ, ઓઢીને નીસરી છે તેહ કંચુકી છે હીરાએ ભરી. રથમાંથી બહાર નીસરી. ૬ નારી નીસરી રથથી બહાર, જાણે વીજળીનો થયો ચમકાર; સ્તુકાર ચતુર બહુ હોય; લીધાં તાંસ ભરીરે દોય. ૭ તેતો ઠમકે ધરતી પાએ; ઉતરતામાં કરીયો ધાએ; થયો ગ ગાલ તણો ધમધોર; નારી બહુ કરે છે શોર. ૮ રથ દુજે જડી કામન થાલ હાથે ગ્રહી ભામન; ઘા કરયો ગલાલનો સાર ગઇ બીજે રથે વહીનાર૯જેમ કેસરી ગજ ઉપર ધાંએ સ્તુકાર તે પેરે જોએ; બેહુ વ્યાકુળ થઈ છે તાં નાર તેતો રથ ફરીવળી ચાર ૧૦ નારી કહે સુંદરને ધન જેને ચાર રૂડાં ભામન? આપણ દુરમુખ સરવે નાર ધન ધન સુંદર કામદાર ૧૧ રાજાએ માણસ મુકયુ તેહ, બસ કરો હવે કહ્યું તેહ; તારે પછી વળી કામન નારી કહેતી જાએ ધન્ય ધન્ય ૧૨ **પુરવછાયા**—રાજા રહયત સઊ જણા. પરવરયા તે વાર રથ જોડાવી નીસરયા, ચાલ્યા તાં કામદાર જોજન એક જાવું સાહી ચાલ્યાં નરને નાર; તંગ તુટયો ત્યાં અશ્વની, કેડે રહ્યો કામદાર. ૨ **ચોપાઇ** જારે પાછળ રહ્યો કામદાર. ત્યારે વાલંદ બોલ્યો તેણીવાર; વાલંદ લાડકો રાજાનો કહેવાય તેતો આવીઓ ક્ષણમાં તાય. ૧ લાગ જોઇને કરતા વાત. તમે સાંભળો પ્રથ્વી નાથ, સુંદર માન નાહી ધર માંહે. સાચુ કહ્યું તમનેરા એ ૨ પરીક્ષા ગે એની• કીધી રાએ જમ્યા પછી બશેર કેમ ખવાએ; બશેર મીઠાઇ ખાઈને સોય, ભલી રીતે જમે જો કોઇ ૧ સ્ત્રી અન પુરૂ ન આપે કાંતો મુરખો કરીને થાપે તમે વિચાર કરોને રામ જમ્યા પછી તરત ન ખવાય ૪ **પુરવછાયા.**—મન એના મળતા નથી સ્ત્રી ન પીરસો અન; તે માટે કરો પારખુ સત્ય કહુ વચન ૧ એક પારખુ છે એહનુ જોડે બેસે નર નાર; એમ કહો એને સહી નીશ્ચે કહે નકાર ૨ તમે પણ જોડે બેસજો રણીજીની પાસ; તેજ પ્રમાણે બેસારીએ, સુંદર કુળવંતી પાસ ૩ ચોપાઇ. સુંદર આવી પુગ્યો તતકાળ ત્યારે મુખથી બોલ્યો તે ભૂપાળ; કેડે કેમ રહ્યા

દીવાન, રાજાએ ઘણું દીધું મા. ૧ એક વાત કહુ કામદાર, જોડા જોડ બેસે નર નાર; નગર તણા જે શેઠ શાહુકાર, તે પણ બેસે નર ને નાર. ૨ એવાં રાજાએ કહ્યાં વચન, તવ સુંદરનું ન માન્યું મન; એવું કેમ થાયે રાજન; માણસમાં થાશે હાંસન. ૩ આપણો નહી એમાં તોલ. માટે વિચારી બોલીયે બોલ. રાય કહે બેસવું આ ઘડી, રાજા રથપર બેઠો ચડી. ૪ **પુરવછાયા.** રાજા બેઠો વેહેલ ચડી, સુંદર કરે વિચાર; આબરૂ તો જાશે ખરી, મરણ આવ્યું નીરધાર. ૧ રાજા વળતુ બોલીયો, વહેલા થાઓ કામદાર; નહી બેશૂ સુંદર કહે, પેચુટી પડે નીરધાર. ૨ રથમાં બેશું રાયજી, ટળે પેચુટી તાત; માટે માફ્જ કીજીએ સાચી માનો વાત. ૩ **ચોપાઈ.**—રાજા કહે સુણો કામદાર, વેહેલ પર બેસો લગાર; સુંદર નયણે આંસુ ભરે, વાલંદ આંખ મીચી ચાળો કરે. ૧ તે વાત વળતી રતુકાર, તું સાંભળી કુળવંતી નાર; રાજા વહેલમાં બેઠાસાર, તમે બેસાડો કામદાર, ૨ રાજા કહે છે વારમવાર, તમે વહેલે બેસાડો કામદાર; કુળવંતી કહે મૂખે વાણ, રંડા ઘેલી દીસે છે અજાણ. ૩ રતુકાર કહે ઘડી તૂ બેસાર, જેમ આબરૂ રહે કામદાર; મારૂં વચન માનો તમે સાર, નવ કહેશો મુખથી નકાર. ૪ ત્યારે કુળવંતી કહે સાંભળ તું સહી એને બેસાર રથમાં લઈ; કેજે નવ જુવે મારા સામુ, હુ તો મૂખ જોઇને કેમ ખમુ ૫ આડુ જોઇને તું એને બેસાર, તારે ગમેતે કર તુ નાર; મેં તો તારૂ માન્યુ આ વાર. નહીતર માનુ નહી લગાર. ૬ ત્યારે દાસી કહે તેણીવાર, આવો વેહેલ બેસો કામદાર; નારી બોલાવે વારમવાર; વેગે આવોને રથ મોંઝાર. ૭ તમ વીના ન ચાલે ઘડી, તમે બેસો રથપર ચડી; એમ માન દીધું રતુકાર, રાજા વિસ્મે થયો તેણીવાર. ૮ **પુરવછાયા.**—આવો આવો વીર માહરા, હુ જાઊં તુજપર બલીહાર, રાણી સાદ કરે સહી, વહેલે બેસો લગાર. ૧ ત્યારે સુંદર વળતો બોલીયો, પેચોટી પડે જાણ; તે તો તુ જાણે ખરી મુખે વદે નીરવાણ. ૨ એક ઘડી બેસો તમો, ફીકર નહી લગાર; એમ કહી કર તાણતી પોતે તે રતુકાર. ૩ **ચોપાઇ.**—ત્યારે વહેલે બેઠો કામદાર, પગને બોડી પોતે લગાર; બે પગ પઇડે મુક્યા જાણ, જાડે વહેલ રાજાની પ્રમાણ. ૧ સામાસામી વાતો કરે, રાજા હરખ અતીશે ધરે; રાજા મુખથી બોલ્યો સોય, માંડવીની ઉપજ કેટલી હોય. ૨ નામ વિરપુર જે કહેવાય. તેની ઉપજ કેટલી

થાય; સુંદર બોલ્યો તેણીવાર, વીરપુરના સાઠ હજાર. ૩ માંડવીયે જે દાણ લેવાય, પાંચ લાખની ઉપજ કહેવાય; વાત કરે રાજા કામદાર, વિસ્મે પામી કુળવંતી નાર. ૪ **પુરવછાયા.**—કુળવંતી વિસ્મય થઇ, વિચાર્યું નીજ મન; પુરખો ચતુર દીસે ખરો. મુખ લેખુ દીયે રાજન. ૧ એમ જાણી નાહાળીયુ, વાંસો દીઠો જાણ; જોતામાં રાજી થઈ, વાગ્યુ મોહન બાણ. ૨ જેની પુઠજ દીપતી, તેનુ મુખ સૂભ હોય; એવુ જોઈ ચટકો કરયો, ત્યારે સુંદર પાછુ જોય. ૩ આ ચટકો વીંછી તણો, પાછું જોયું તે વાર; તે જોઈ મોહ પામી ખરી, અચરત પામી તે નાર. ૪ વદન અતી રળીઆમણુ, મૂછ વાકી હોય, હેમ કડાં છે હાથમાં વેઢ વીંટી રહી સોય ૫ નવલખી ઊતમી સોભતી, હાર મોતીએ જડાવ; બાહે બાજુબંધ બેરખા, માંહે હીરા રતન જડાવ. ૬ વળી ચટકારો કરયો કામની, સુંદર મુકે નીશ્વાસ; રખે ધકો દે મુજને, તો હમણાં થાશે હાસ્ય ૭ એમ કરતાં કઉતક થયું, રાણીનો વીસર્યો હાર; નવ લાખ મોતી તણો વીસરીયો તે ઠાર. ૮ દેવીના દેવળ વીખે, ભૂલી રાણી હાર; એવુ સુણીને ઉતર્યો, સુંદર તેણીવાર. ૯ **ચોપાઈ.**—ત્યારે રાજા મૂખે કહે વાણ, સુંદર શૂણો કહે નીરવાણ; રાણીનો હાર હુતો જેહ, ભુલ્યા ભદ્રકાળીમાં તેહ ૧ એવું સુણી સુંદરે બીડી હામ, આજ્ઞા ઘો હું જાઊં તે ઠામ; ક્ષણમાં લઇને આવુ મહારાજ, એતો બીજા તણુ નહી કાજ. ૨ વળી વીચાર્યું સુંદરે મન, ભલું કીધુ શ્રી જુગજીવન; મને કૂળવંતીની બીક ભારી, લાત મારી પાડત એ નારી. ૩ તે ભયથી છુટયો આણીવાર, તે તો કૃપા શ્રી દેવ મોરાર; આજ્ઞા લઈ હાર લેવાને જાય, પછે કૂળવંતી રૂવે રથમાંહે ૪ વળી મૂખથી બોલે છે એમ, રતુકાર કરૂ હવે કેમ; એના ગુણનું પારખુ નહી કીધુ, મેં તો દુઃખ ઘણેરૂ દીધું ૫ તેં મને કીધો બહુ ઉપદેશ, મેં તો માન્યો નહી તે લેશ; કદી કીધી ન એશું વાત, રૂપ ગુણ ભર્યો વીખીયાત. ૬

## સુંદરના વીયોગથી ફરી વીલાપ કરેછે.

**ચોપાઈ.**—રૂદન કરવા મોંડયું ત્યાં નાર, સાંભળરે તું રતુકાર; એળે ગયો મારો અવતાર, તું કંથ વીના સુનો સંસાર, ૨ કંથ વીના ધિક અવતાર, તુને સાચુ કહુ રતુકાર; ઘેર વેગે આંવે ભરથાર; કૃપા કરે જો વિશ્વાધાર. ૨ કંથ વીના સાશરે નહી માન, કંથ વીના ઉજડ ઘર રાન, કંથ વીના મેહેલ મસા-

શાન, કંથ વીના નારીનું માન. ૩ કંથ વીના ન વદે સુકન. કંથ વીના ન શોભે તન; ક્યારે થાયે કંથ દરશન. એમ કરી રૂવે કામન. ૪ કંથવીના સુની સુજ દેહ મે તો કીધા ન એસુ નેહ; ૪રી આંટા ન ચોરીમાં ચાર, પ્રિતેઆ રોગ્યા નહી. કંસાર. ૫ એવું સુણી બોલી રતુકાર તું સાંભળ ઘેલી કુળવંતી નાર; શાને દુખ ધરો આ વાર, એ પાપીને માર પેન્જાર ૬ એઠુ જુઠુ પીરશુ અન્ન પેટ ભરીને આપ્યું ભોજન; શુ રૂદન કરેછે નોર, એ પાપીને માર પે જાર.૭પંડ્યાને ઘેર ભણુતી તું ઝાર તે દાહાડાનો એ મુરખો સાર તે ઉપર શો આવડો પ્યારે; એ મુરખાને માર પેન્જાર ૮ તેનું તુ નવ જોતી મુખ તે દીઠે કેમ થાશે સુખ; ફોગટ દુખ ધરે નીરધાર એ પાપીને માર પેન્જાર. ૮

**પુરવછાયા**—વચન એવાં સાંભળી; બોલી કુળવંતી નાર; મેણા મુજને દે ખરી, ભલી રતુકાર ૧ સુંદર મારો સાહબો, હું સુંદરની નાર સુંદર વીના હું સું કરૂં, મારો ધીક ધીક અવતાર. ૨ મે આવું જાણ્યું નહી; સુંદર એ કામ દાર હવે હું એની દાશી છું શ્રી મારો સાચો ભરથાર ૩ આવે તો હમણાં વરૂં ફરૂં વળી ફેરા ચાર; હેતે પ્રીતે ભાવશુ એને જમાડુ કણસાર. ૪

**ચોપાઇ**—સવારે આવસે ભરથાર. એતો લેવા ગયોછે હાર સામગરી આપણ જઇ કરીએ· આવેતો વેળે ફેર ૪રીએ. ૧ વહેલી થાને તું રતુકાર, પઇશા લેને તું જાને બજાર; તલ જવ ને મીઢળ નાડાછડી, લઇઆવતુ આની ઘડી ૨ એક વીપ્રને તેડી લાવે હાથેવાળો ઝટ મેળાંવે; ત્યારે રતુકાર કહે સુણ ભામ; એતો ઉતાવળનું નહી કામ. ૩ વાત કહુ તે મનમાં ધરજો, આવ્યા કેડે ગમે એમ કરજો; ગતી ગોવીંદની ન કળાય, લખ્યા લેખ હોય તેમ થાય. ૪ એમ કહીને કર્યો ઉપદેશ. કુળવંતી સુણે નહી લેશ; અતી આનંદમાં બની ઘેલી, સજ્જા પાથરી પુષ્પની વહેલી. ૫ પછી જોઇ રહી ત્યાં વાટ, ન આવ્યો નાથ થયો ઉચાટ; એકઠાં રહીએ આણે ઠામ. ઘણી ગઇછેવીતી ત્યાં જામ. ૬ સુદર હાલ લઇ પાછો વળ્યો. કેછે ફેરો સર્વે ફળ્યો; રસ્તે થાય છે માન શુકન, ત્યારે પોતે વિચારયુ મન, ૭ જોરાવરીએ તે રથ મોઝાર, એકો માટે આપી હશે નાર; પ્રભુ તુજને ગમે તે ખરૂં, હુંતો ધ્યાન ત્તમારૂં ધરૂં. **પુરવ; છાયા**—હરણ ડાબાં ઉતરે, વશીયલ ડાબો જાય; કળકળાયો કળકળ કરે થરથર ધરૂજે કાય. ૧ તો પણ ચાલ્યો આવીયો, પોતે નગરની પાસ;

દરવાજા ભીડયા ત્યાંહાં, દેખી થયો ઉદાસ. ૩ થાક્યા સઉકે આવીયા વેગેસુતા સાર; સાદ કરે સુંદર ઘણા, કોઇ બોલે નહી લગાર. ૪ **ચોપાઇ.**—સુદર સાદ કરે છે અપાર, પોળાયો ન બોલે લગાર; જાગે જે કોઇ ધનનો ધણી, જાગે જેને ચીંતા ઘણી. ૧ જાગે રાત અંધારી ચોર, જાગે ધન વરસતો મોર; જાગે જેના ઘરમાં સાપ, જાગે જે દીકરીનો બાપ, ૨ જાગે જેને માંથે વેર, જાગે જેને બહુ ફીકર; જાગે જે કોઇએ જાર, જાગે જે સકુળની નાર ૩ પોળીયો જાગ્યો નહી લગાર, સુંદર ઉભો તેણે ઠાર; શ્રમ પડીયો થાક્યો સહી, અરે દઇવ જાણે તે કહી ૪ **પુરવછાયા**—દોહોડ પોહોર રેણી ગઇ, ઉઠયું નહી ત્યાં કોય; સુંદર આશા છોડીને, વીચારે મન સોય. ૧ છેલ્લા સાદ કરૂ સહી, સુણતાં ઉઠે કોય; તો તો કામ સરે સહી, નહીતો વીપરીત હોય ૨ **ચોપાઇ.**—સુંદર સાદ કરે દશ બાર, પોંળીયો ન બોલે લગાર; ત્યારે મનમાં વીચારે વાત, હવે ઘણી ગઇ છે રાત. ૧ એક રૂડી દીઠી પરસાલ, માટે સુઇ રહુ ત્યાં લગાર; ઘેર સુવાનું ન સૂખ હોય, ફાટલ ગોદડી પાથરે સોય. ૨ ચોફાળ પાથરયો તેણીવાર, સુંદર સૂતો ત્યાં નીરધાર; ઢાલ તરવાર ઓશીગે મુકી, પછે સુંદર પડીયો છે જુકી. ૩ ત્યાં ઊંઘી ગયો કામદાર, એક વીઘનથયું તેણીવાર; થાકી ગયો હતો પ્રધા, નાંદ્રામાં નહી તેને ભાન.૪ **પુરવછાયા.**—ચંદ્રા વેરી વાદળાં જળ વેરી શેવાળ; પુરૂષ વેરી નાંદ્રા ઘણી. મછને વેરણુ જાળ ૧ તેમ સુંદરને નીપજ્યું નાંદ્રામાં તે ઠામ; મનની વાત મનમાં રહી, અકળગતી શ્રીરામ. ૨ મણીધર મોટો નીસરયો, ફરવા દરથી બહાર; ખુશબો આવી તેહની, આવ્યો તેણે ઠાર.૩ **ચોપાઇ.** જ્યાં સુંદરે કરયો આરામ, ભોરીંગ આવ્યો તેણે ઠામ; છાતી ઉપર બેઠો જાણ, સુંદર લહેર ખાતો પ્રમાણ. ૪ સુંદર નાંદ્રા આવી અપાર, તે તો જાગે નહી લગાર; ચુવા ચંદન પેમલ અંગ. તેને આનંદ પામીયો રંગ. ૫ ફેણ ચઢાવી ડોલે અપાર, અઘોર નીંદ્રામાં છે કામદાર; તેને સૂધ નહી લગાર, પાશુ ફેરવ્યુ તેણીવાર. **પુરવછાયા.**— ૬ સુંદરે પાશુ ફેરવ્યું. કર અડક્યો તેવાર; ભોરગને વાગ્યું સહી. તેને કરયો ચટકાર ૭ હાથ તણી જે આંગળી, તેને કરડયો અપાર; હળાહળ ચડી ગયું, ઉઠયો ત્યાં કામદાર. ૮ **ચોપાઇ**—જેવો ઉઠવા ગયો કામદાર, લેહેર આવી પડયો તે ઠાર; તેનો પડતામાં ઝટ ગયો પ્રાણ; તે તો વાત ન કોઇને જાણ. ૧ રાત અજવાળી

ચટકી અપાર, સોડ તાણી સુતો કામદાર; સબવત થયું છે શરીર, તેને કાન પાએ ત્યાં નીર. ૨ એક કઉતક કારમુ હોય, ગતી હરીની કળે નહી કોય. એક ધાંચણ પુત્રી નીરધાર, તેતો રહે છે નગરથી બહાર. ૩ મંત્ર જંત્ર જાણે છે અપાર, તેને તાગી મુકી ભરથાર; પાસે દ્રવ્ય તણો નહી પાર, મન માન્યો ખોળે ભરથાર. ૪ તેતો ફરવાને નીસરી બહાર, ફરતાં ફરતાં આવી તે ઠાર; સુતો દીઠો પુરૂષ નીરધાર, જોઇ મનમાં કર્યો વીચાર. ૫ ડાકણ પુત્રી જોઈ રાજી અપાર, જે હોય તે મારો ભરથાર; ઉભી રહી ત્યાં ટગમગ જોય, સોડ તાણીને સુતોછે સોય. ૬ તેતો મુખે બોલી તેણીવાર, ઉઠો ઉઠોને મુજ ભરથાર, સોડ ઊંચી કરી જેટલે, સુંદર સૂતો દીઠો તેટલે. ૭ આજ સફળ હવો અવતાર, હુંતો રૂડો પામી ભરથાર; મારા ભાગ્ય તણો નહી પાર, આજ તરૂઠયા શ્રીજુગદાધાર. ૮ **પુરવછાયા**--હરખી જોતાં મન મનવીખે, ડાકણ પૂત્રી સાર; છેડો લઇ ઉંચો કર્યો, દીઠો ત્યાં કામદાર. ૧ ઊજેણીથી આવીયા, નીંદ્રાળુ મુજ સ્યામ; બોલો બોલો મુજ થકી, પોચે મનની હામ. ૨ બોલાવ્યો બોલે નહીં, આતે શું કહેવાય; અંગ બધુ તે જોઇ વળી, કરડયો મણીધર ત્યાંય ૩ ડંસ કર્યો છે આંગળી. તે જોયો કામન, વીખ વાળું આણી ઘડી, દુર કરૂ વીધન. ૪ **ચોપાઇ**--ડસ્યો દીઠો આંગળીએ ભોરંગ, તેનું ઝેર ચડયું છે અંગ હમણાં જીવતો કરૂં ભરથાર, ઝેર ઉતારૂં આણીવાર. ૧ અંગળી મુખ લઇને સાર, મંત્ર ભણીને ચુશી તેણીવાર; ઘટીકા બે થઇછે જ્યારે, પ્રાણ આવ્યો દેહમાં ત્યારે. ૨ ઉઠી બેઠો થયો કામદાર, જુવે તો પાસે દીઠી નાર. ત્યારે મનમાં કરે વિચાર, મારી પાસે આ કયાંથી નાર. ૩ **પુરવછાયા**--કોણ છે રે તું કામની, સાચુ બોલ વચન; ડાકણ સાકણ કે વંતરી, કહેને આને દન. ૧ કરજોડી કહે કામની, સત્ય કહું આ ઠાર; હું ધાંચણની દીકરી, પામી તમ ભરથાર. ૨ **ચોપાઇ**--સુંદર મુખથી બોલ્યો વાણ, નારી ઘેલી દીસે છે પ્રમાણ; તમે ધાંચી અમે રાજન, ઘેલી થઇને શું બોલે વચન. ૧ ત્યારે નારી બોલી તેણીવાર, એમાં કોણ ઘેલુ ભરથાર; તમને કરડયો હુંતો ભોરંગ, તેનું ઝેર ચડયું તું અંગ. ૨ તેતો ઉતારયું આણીવાર, સજીવન કીધા ભરથાર; નહી માનેતો ઝેર ચઢાવું, હુંતો તમારે ઘેર આવું. ૩ ત્યારે બીન્યો અતી કામદાર, ત્યારે ઘેર હું આવું નાર; પાસે પડયો દીઠો ભોરંગ, તેને ઝેર ચડયું છે અંગ;

વાચી વાત જોઇ કામદાર, ઘેર લઈ ત્યાં ચાલી નાર. ૪ **પુરવછાયા**—**ઘેર** તેડી સંચરી, આવી મેહેલ મોઝાર; માતા માહરી સાંભળો, હું તેડી લાવી ભરથાર. ૧ પોખો માતા એહને, વેગેમાં લગાડો વાર. ચાર ફેરા ફરૂ સહી, પછે જમાડુ કંસાર. ૨ પછે માતા ઉઠી હશી. સામગ્રી કરી તૈયાર; થાળ લીધો હાથમાં, કરવાને આચાર. ૩ **ચોપાઇ**—પછે કીધો બહુ આચાર, પોં ખવા આવી ઘાંચીની નાર; લીધો ચોમુખ દીવડો હાથ, હરખી ઘણું મનડા ની સાથ. ૧ ધુસળ મુસળ રવઇને ત્રાક, તેણે પોંખીને સાહ્યું નાક; એડી પેડીને માથે લીધ. ઉતારીને ફેંકી દીધ. ૪ ગળે ઘાટ ઘાલીને તાંણ્યો, જીઆ વરને મોંગરામાં આણ્યો; હાથે મેંઢળ કંકણ ચુડો, હાથેવાળો સાહયો રંગ રૂડો. ૫ પછે છેડા બાંધ્યા છે નાર, કંઇ વીધના કરયા છે આચાર; પ્રાતે આરોગીયા કણુમાર, ત્યાં તો મંગળ વરત્યાં ચાર. ૬ પરણી ઉઠયો રૂડી રીત, પછેતો ઘણી લાગી પ્રીત, હરખ પામી તેની માય, તેને ઉલટ તો બહુ થાય. ૭ **પુરવછાયા** પ્રીત બંધાણી તેહને, આવ્યા મહેલ મોઝાર: પ્રેમે સજ્યા પાથરી, હરખ પામી તે નાર ૮ સજ્જાપર આવ્યો સહી, મુકતાફળે ભરી હાર: આરતિ કીધી તે સહી, જે પોતાનો ભરથાર ૯ પછે પુષ્પ સજ્જા પાથરી, આવ્યો ત્યાં પ્રધાન; રંગ ભોગ કર્યાં સહી, હરખ પામીયો મન. ૧૦ **ચોપાઇ**—પછે હરખ પામી બહુ નાર રંગ રેણી વીતી ત્યાં સાર; પ્રાતુસકાળ થયો જેટલે, નર નારી ઉઠયાં તેટલે. ૧ સોનાની ઝારી કહીએ જેહ, સ્વામી આગળ મુકી તેહ; મુખ મંજન કર્યું તેણીવાર, પછે બોલ્યા ત્યાં કામદાર. ૨ નારી જાશુ અમારે ઘેર, રાજા વાટ જુવેછે બહું પેર; નારી કહે તમે ખોટી થાઓ, અહીં રહો મન ભાવે તે ખાઓ. ૩ તજવાનું નંવ લેશો નામ, જો જીવ્યાનું હોયે કામ; ઘેર સ્ત્રીછે તમારે સાર, તેથી હુંપણ તમારી નાર. ૩ અહીં રહોને લીલા કરો, કહુ વચન તે મનમાં ધરો; તમે તમારૂં કરોને કામ, પણ જાવાનું માં લેશો નામ ૫ ઝાઝુ જોર ન કરશો રાય, ચડે ઝેરને પ્રાણજ જાય, ત્યારે સુંદરને ચડી બહુ રીસ, હમણાં મારૂં કાં છેદુ શીશ. ૬ **પુરવછાયા**—રીસ ઘણી ચડી રાયને. ત્યારે નારીએ કર્યો વીચાર; જોર કરૂં હું જો નહી, તો મારે મુજને સાર. ૧ હવે ચરીત્ર હુ કરૂ, સાંભળો મારા સ્યામ; ૬ નારીછું તમતણી, તમે પુરો મારી હામ. ૨ શીવ પુજન મેંતો કરયુ, અરચી ગોર અપાર; દીન ઝાઝા

મુજને થયા, હુ પામી તમ ભરથાર. ૩ ચોપાઇ—તમે સાંભળોરે ભરથાર હુતો છુ તમારી નાર; હજી એક થઇ છે રાત; એવી કેમ કરો છો વાત ૧ દાતણ પાણી કીધુ તમે રાએ, હવે ભોજન તવબર થાએ; મુજહાથે કરો ભોજન, હુંપણ છું તમારી કામન. ૨ કાંઇજોર ન ચાલે માહારૂ સ્વામી આ પણ ઘર તમારૂ; પછી ભોજન થયું તઇઆર, જમવા ઉઠો મારા ભરથાર. ૩ પછે ભોજન ત્યાં કીધુ રાએ, ભદ્રાવતી વીશે શ. થાએ; સૂતા ઉઠયા પોતે રજન, રેણી વીતી ઉગ્યો દન. ૪ જુઓ ઘેર આવ્યો કામદાર, જઇને પુછે તેની નાર; ઘોડો હાલો આવ્યો દુવાર, નથી આવ્યો તે કામદાર. ૫ ભદ્રસેને તે સાંભળી વાત શુ થયુરે દીનનાથ;ઘોડો કેમઆવ્યો એકલો ઘેર ખબર કડાવે રૂડીપેર. ૬ આડા અવળી દોડયા અશ્વાર, કાંઈ લાધ્યો નહી કામદાર; હાલક હલો થયો થયો ત્યાં જાણ ત્યારે, રાજા બોલ્યો વાંણ; જુવો જુવો એ પ્રધાન એને શુરે થયું વીઘન:પ્રધાન આવે નહી આ ઠામ, તો અન્ન ખાવુંછે હરામ ૭ નહીતર પાડુ મારી કાય, અગનીમાં બળુ એમ કહે રાએ આઠ દીવસમાં આવે નહી, તો અગ્નિમાં બળુ હુ સહી. ૮ પુરવછાયા—અગનિમાં નીશ્ચ બળુ, એમ વિચારે આપ; એ પ્રતીતા માહરી બ્રહ્મહત્યાદીક પાપ. ૧ એવા સમ ખાધા સહી, ચેન નહીરે, લગાર, ઘરમાં કુળવંતી રડે; રૂવે ઘણું રનુ કાર રૈયત સર્વે કળકળે, સોકાતુર સઉ હોય, સુંદર બેઠો મોહોલમાં, કળી સકે નહી કોય. ચોપાઇ—સુંદર બેઠો મેહેલ મોજાર, ચોપટ રમેછે નર ને નાર;રાત ગઇછે ઘડીકા ચાર, સુંદરના પડયા પોબાર. ૧ તેણે સમે પ્રદેશી જેહ મોહોલ હેઠે નીસરીયા તેહ; તે તો વાત કરતા જાએ; નગરમાં થયો છે અન્યાય. ૨ રમતાં રંગ મચ્યોછે અપાર જીત્યા સુંદર તેને હાર; પછે પાસા લીધાછે નાર, બહુ વીધ નાંખ્યા પોબાર. ૩ વાત કરતા પ્રદેશી જાએ જો ન આવે સુદર રાએ; આઠ દીવસે વળી પ્રમાણ, અગનીમાં બળશે નીરવાણ. ૪ નારી સાંભળ કહુછું તુને, હવે શીખ દેને તુ મુને; ત્યારે મુખથી બોલી બામ, મુજ દુખણીનો તુજ વિશ્રામ. ૫ થનાર હશે તે દેશુ થવા,પણ તમને નહી દેઉં જવા; તમ વીનાનુ નવ રહેવાય, ઘડી એકસો વર્ષની થાય. ૬ મે તો શા કીધા અપરાધ, સંતોસ્યા નહી કોઈ સાધ; મે તો દેવળ ડુંગર બાંધ્યા, તે મેં દેશ પીયારા ટાળ્યા. ૭ મે તો વગડામાં પાડીશુ વાટ, મે તો સ્રીના ઉ-

તારચા ઘાટ, મેતો ટોળામાં નાંખી જાળ, કોઇને કુડી ચડાવી આળ. ૮ મેતો ગોત્રમાં કીધી સગાઇ, મેતો પરણાવ્યા બેનને ભાઇ; મેતો સાસુને મેણા દીધ મે તો એવાં પ્રાશ્રીત કીધ. ૯ **પુરવછાયા**--કાલાવાલા કરે કાનની, સાંભળો મારા સ્વામ; બેઠા રહો તમ ઘરવીસે, જવાનું મુકો નામ. ૧ સુંદર વાણી બોલીયો, સાંભળરે તુ નાર; મન ગમેતે કરો સહી, અમે જાશુ રાજ દુવાર. ૨ જો ત્યાં હું જાઉ નહી તો રાજા છાંડે પ્રાણ, તે માટે તુજને કહુ થાશે મોટી હાણ. ૩ નારી વળતી ઓચરી, રાજા છાંડે કાએ; તમને જોવા નહી દઉ, કરો કોટી ઉપાય. ૪ વળી જીવ જાશે તમ તણો, સાચી કહુછુ વાત; રીસ ચડી ઘણી મનવીશે, સુંદરે મારી લાત. કામની કહે મારો તમો બીજી મારો સ્વામ; તમને જાવા નહી દઉ, મુકો મનની હામ. ૬ બીજે દીવસ એમ વહીગયો, થયો સંધ્યાકાળ; ભોજન લાવી ભાવતાં, ભરી લાવી થાળ. ૭ ભોજન કરીને ઉઠીયા, સજા પાથરી નાર; આવો સ્વામી માહરા, પોઢોને ભરથાર. ૮ રંગ ભોગ કીધો ઘણો સુખ પામી કામન નીદ્રા આવી તેહને, પછી સુતો સ્વામીન. ૯ **ચોપાઇ**--પછે નીંદ્રા આવી સ્વામીને, ત્યારે વિચાર કીધો કામને; મારૂ કેણ ન માને લગાર, માટે કાંઇ કરૂ પ્રકાર.૧ત્રણ ભાતનુ હીર લીધુ સાર, તેનો દોરડો બાંધ્યો તે નાર; સુડલો થયો ત્યાં પ્રધાન, ત્યારે સુખ થયું ત્યાં કામન. ૨ પોપટ કીધો તે કામદાર, થયો પ્રાતસમો તેણી વાર; પાંજરૂં હતું ઘરમાં જેહ, તેમાં પોપટ ઘાલ્યો તેહ. ૩ દુર રાંધ્યું તે પોતે નાર, જમો જમો મારા ભરથાર; ત્રણ દીવસ ત્યાં વહીને જાય. પોપટને ચીંતા ઘણી થાય. ૪ મનમાં બહુ કરતો વીચાર, દુર લઈને આવી નાર; જમો જમોરે પોપટ માહરા, થઈદાસી ચરણ સેવું તાહરા. ૫ લટકો કરવા ગઈ તે નાર, દૂર મુકવા ઉંચુ કીધું દ્વાર; પોપટ ભાગ્યો તેણીવાર, ક્ષીણમાં તે નીકળ્યો બહાર. **પુરવછાયા**--પોપટ ત્યાંથી ઉડીયો, સમળી થઇ તે નાર; વાયુ વેગે આવીયો, જ્યાં ભદ્રસેન કુમાર. ૧ ભરજોબન વરસ સોળમાં, પ્રભાવની નીજ નામ; કુંવારીકા તેતો સહી, સુડો આવ્યો તે ઠામ. ૨ ખોળા ઉપર બેઠો સહી, હાથ ફેરવ્યો નાર; અરે તું કયાંથી આવીયો, મને ભલો દીધો કીરતાર.

**ચોપાઇ**--ભલો દીધો મને કીરતાર, પછે ઉંચુ જોયું તેણીવાર; એક સમળી દીઠી ત્યાં જાણુ, પ્રભાવતી બોલી મુખ વાણુ. ૧ ઉડદાબેગીને કહે તે-

ણીવાર; તમે સમલી તે મારો આ ઠાર; ધોકો લઇને વળી જેવી ધાએ, સમળી ત્યાંથી નાઠી જાયે. ૨ પોપટ સુંદર દીઠો તે સાર, રાધે કરસન કરે ઉચાર; આજ સફલ હવો હે અવહાર, ભલો દીધો મને કીરતાર, **પુરવછાયા**—પોપટ રાખ્યો પ્રેમદા, સમળી જુવે તે જાગ; પ્રભાવતી ધીરે નહી, ફાવે નહી કાંઇ લાગ. ૧ સમળી પાછી વળી ગઇ મૂકી મનની હામ; આશા ભગ થઇ કામની કરતી ઘરનાં કામ. ૨ પ્રભાવત્ત બહુ પ્રેમથી, પોપટ મૂકે ન લગાર; છાતી ઉપર રાખતી, તુ મારો દીલદાર. ૩ **ચોપાઇ**—આંવો આવોરે પ્રાણજીવન મારૂ તુજશુ બંધાણું મન; હુંતો દુખણી થઉ તે અતી ભામ; મારા જીવ તણા વીશરામ. ૧ પોપટ આવોને આપણુ રમીએ, ભેળાં બેશીને બેઉ જણ જમીએ; મધ્યાનકાળ થયો તેણીવાર, મોહોલે સુતી પ્રભાવતી નાર. ૨ દાસી કોઈ નથી તવ પાસ. એકાંતે સૂતીયે અવાસ; પોપટ પાસે રાખ્યોછે સહી, તેને ભીડે છાતીમાં લઈ. ૩ કાંઇ જમસો પોપટ રામ, કર રાંધુ હુ આણે ઠામ; તેતો જમોને પ્રીતે કરી, નારીએ સજા પાથરી ૪ આવો સુઈએ તે પોપટરામ. મારે બીજાનું છે નહી કામ; છાતી ઉપર રાખે સાર, તેને મુકે નહી રે લગાર. ૫ પોહોર પાછલો દિવસ હોએ. પાસે દાસી ત્યાં આવે સોયે; પોપટ ખોળામાં લઈ બેઠી જ્યાંહાં. એટલે સમળી આવી છે ત્યાંહાં ૫ દીઠી સમળીને ચડી બહુ રીસ, ઉડદાબેગી છેદો એનું શીશ; ધોકો લઇને ઉઠી દાસી ધાંચા પૂત્રી ગઇ ત્યાંથી નાશી. ૭ દેખી ધોકો નાઠી ત્યાંથી નાર, મેતો ખોયો મારો ભરથાર; પછે આવી તે મંદીર માંહે, આશા મુકીને બેઠી ત્યાંયે. ૮ બોલી પ્રભાવતી તે નાર, સંધ્યાકાળ થયો તેણીવાર; મોહોલ પોતાનો છે એકાંત. જોઇ પોપટને થાએ શાંત. ૯ દીપક બળે છે ચારે પાસ, તેણે થઇ રહ્યો ઉજાશ; પોપટ કાહાડયો પાંજરેથી બાહાર, રાજા પાસે આવી તે નાર. ૧૦ કાંઈ બેસાડી પોપટ રામ, મારા પ્રાણ તણા વીશરામ; સૂખડી લઈ મુકી તે પાસ, તમે જમો. તે મન ઉલાસ. ૧૧ રાત પડી ને સુતી ત્યાં નાર, એકલી પોતે મોહોલ મોઝાર; દીપક બળે છે ચારે ગાસ, તેના તેજનો બહુ પ્રકાશ ૧૨ **પુરવછાયા.**—પ્રભાવતી સૂતી ખરી, હૈડે હરખ ન માય; સુડા ઉપર હાથ ફેરવ્યો ગળે દોરડો ત્યાં. ૧ દોરી આ રેશમ તણી, નાંખી ગળાને ઠામ કોઇ પાપી નર નારીએ, કીધુ કુડુ કામ. ૨ **ચોપાઇ**—દોરી છોડી તે છુટે નહી, કાતને

કાપી નાંખી છે તહીં, એટલે થઇ રહ્યો કામદાર, દેખી લજા પામી ઘણુ નાર. પુંઠ વાળી ઉભો કાણદાર, મુખથી બોલે નહી લગાર; તવ નારીએ વિચાર્યુ મન, તમે સાંભળો મારા સ્વામીન. ૨ હુંતો છું તમારી નાર; તમે સાચા મારા ભરથાર, ત્યારે મૂખથી બોલ્યો કામદાર, તુંતો ઘેલી દીસે છે નાર. ૩ અનઘટતુ તે કેમજ હોયે, સુણી હાંસી કરે સૌ કોએ; એતો લાજ ભરેલું કામ, ફરી એવું માં લેશો નામ. ૪ **પુરવછાયા**—ઘપે નહી એ મુજને, કરવું કુડુ કામ; ધરમ નહી પ્રધાનનો, વિચારો મન ભામ. ૧ સુણતાં બોલી સુંદરી, તપી વીરહને તાપ; સાચા સ્વામી છો તમો, અવર ભાઈ ને બાપ ૨ **ચોપાઈ**.— સાચુ માનો તમે કામદાર તમે સ્વામી ને હું છું નાર; આવો ફરીએ તે આંટા ચાર, ભેળાં બેસીને જમીએ કંસાર. ૧ સુંદર બોલ્યો મુખથી વચન, તુંતો સાંભળને કામન: હુંતો રાય તણો દીવાન, એ વાતે પામુ અપમાન. **પુરવછાયા**.—તમને હું છોડું નહી, સાચુ માનો સ્ત્રણ; જો ના કેહેશો મુખ થકી. કાઢીશ મારા પ્રાણ. ૧ તમે નહી જાઓ છવતાં, શીદ પાડો મને ફાળ, દીઠી એબજ માહરી, માટે આણુ કાળ ૨ **ચોપાઇ**—માટે માનોને માહરી વાત. નહીતો થાશે બેઉંની ઘાત; ત્યારે બીનો ઘણુ કામદાર, ભલો ભલોરે તું વીશ્વાધાર ૧ એકે પૂરૂ ન આપ્યું અન, ફાટલ ગોદડીં કરવા સેન; બીજી ડાકણ પૂત્રી સાર, તેણે પોપટ કીધો તે ઠાર. ૨ વળતો મુખથી બોલ્યો કામદાર, જેમ કહે તેમ કરૂં હું નાર; આવો આંટા ફરીએ ચાર, એવું સૂણતાં રાજી થઇ તે અપાર. ૨ ૪ ફેરા ફરીઆ પછે તે ઘડી, તેને વાર ન લાગી વળી; હેતે પ્રીતે જમીયા કંસાર, બહુ લાજ કરંતી નાર. ૪ તે રેણી વહીને જાય, ત્રીજા દીવસની વેળા થાય; એટલે પ્રાત થયો તેણીવાર, દાતણ પાણી કરો કામદાર. ૫ દાશીને કહી મુકયું આ વાર. કોઈ આવે નહી આણે ઠાર, તેની ખબર રાખે રૂડી પેર, નર નારી કીજે સુખ લહેર. ૬ દાતણ કરી રહ્યા કામદાર, એક કંડીયો કીધો તઈઆર; પછે નારી કહે તેણીવાર, આમાં બેસો તમે કામદાર. ૭ **પુરવછાયા**—રાયે કંડીઆને જોઇ કરી, બોલ્યો તેણે ઠાર; આમાં કેમ ઘાલો તમો, એમ કહે કામદાર. ૧ વલતી નાર એમ કહે, તમે સુણો મારા સ્વામ; કંડીઆમાં પેસો સહી. ચાર ઘડીનું કામ. **ચોપાઇ**.—એ ચાર ઘડીનું છે કામ, કોને ખબર ન થાયે સ્વામ; તમને

કહેતાં પડે વિચાર, મારી જીભ કાપું આણીવાર. ૧ પછે કંડીઆમાં પેઠો કા મદાર, ઉપર ઢાંકણ ઢાંક્યુ નાર; સુદર સમરે સારંગપ્રાણ, મધુસુદનજી રાખજો માન. ૨ પાંજરેથી છોડો તમે શામ, કંડીઆમાં પેઠો આણે ઠામ; મારા દુખનો ન આવ્યો પાર, ભલો ભલો તું વિસ્વાધાર. ૩ કંડીઆમાં પેઠો સહી, ઘડી થઈ એચાર; ઉડદાબેગી જોઇ કરી, રૂદન માંડયુ નાર ૪ પોપટ સમળી લઈ ગઈ તે નવ રાખી તપાસ; ચેન પડે નહી મુજને, ન આવીશ મારી પાસ. ૫ એમ કહી ઉઠી ખરી, ધોકો લીધો નાર; દાસીને ઝાલી કરી, મારયા ત્યાં બે ચાર ૬ ચોપાઇ, — આવી જ્યાં પ્રભાવતીની માત, કેહે દાશી શુણો નારી વાત; બાઈ નથી અમારો વાંક, વણ ગુને મારી હું રાંક ૧ વણે ગુને તે મારી અ મને, ઝાઝી વાત તે શુ કહીએ તમને; પોપટ આવ્યો હુતો એક પાસ તેને શમળી લઈ ગઇ આકાશ. ૨ કહો એવડો શો અમારો વાંક, વણુ ગુને મારી હું રાંક; માતા આવી પુત્રી અવાસ, કહે શાને મારી તે દાસ ૩ પ્રભાવતી બો લી તેવાર, રોઈ પડી ત્યાં રાજકુમાર; એક પોપટ આવ્યોતો અહી તેને સ મળી તે લઈ ગઇ ૪ દાશીએ નવ રાખી તપાસ, સમળી લઇને ઉડી આકાશ; તેની રીસ ચડી મુને ખરી, માટે દાશીને શીક્ષા કરી ૫ **પુરવછાયા** —હવે કોઇ આવે નહી, માતા મારી પાસ; રસોઈ કરી હાથે જમુ, હું પોતાને અ વાસ. ૧ એક ડંડીછે માળીએ, બીડીયાં તેના દ્વાર; ભોજન કીધાં ભાવતાં, જમાડયો ભરથાર. ૨ **ચોપાઈ**—તે દીવસ એમ વહીને જાય, સંધ્યાકાળ ની વેળા થાય; ત્યારે સુંદર કહે વચન, તુંતો સાંભળને કામન ૧ રાજાએ પણ લીધુછે જાણ, અગનીમાં બળવુ નીરવાણ; આઠ દીવસનો વાયદો હોય, તેમાં પાંચ વીતી ગયા સોય. ૭ તેનો છે મુજને સંતાપ, નીશ્ચે બળશે તારો બાપ; તે માટે હું જાઉં ઘેર, આજ્ઞા દેતું રૂડી પેર. ૪ ત્યારે કહેછે દઉ નહી જાવા, થનાર હશે તે દેશુ થાવા, તમે રહો સ્વામીજી મુજ પાસ, મુને કરશો નહી નીરાશ ૫ **પુરવછાય.**—માંડયા પાસા સોગટાં, જે છે નરને નાર રમત લાગી રંગશુ, તેને પાડયા પોબાર. ૧ પ્રભાવતી જીતી સહી, હાર્યા સાં કામદાર; બીજીવાર પછે નાંખીયા, વળી પાડયા પોબાર. ૨ રમત ઝડ મચી રહી, ઠોકા થયા અપાર; રખવાળો બેઠાં સહી, ઢળીતા તે સો ચાર. ૩ ઠોકા કાને સાંભળ્યા, રખવાળ પોકારેછે જેહ; સાંભળતાં અચરત થયા, જોતાં મ

આં તેહે. **ચોપાઈ.**—સુનોએ સુનોએ તુમ યાર, ઠોકા હોતાહે મેહેલ મોઝાર; ઉસ ખાતર કેહેતે હે તમકુ, રીસ કરગે હમકુ. ૧ સાવચેત બેઠા થઇ જાણ; તવ સુંદર બોલ્યો વાણ; જાવા ધો મુજને નાર, હું તો માનું તમારો ઉ· પકાર. **પુરવાછાયા.**—નારી વળતુ એમ કહે, ખરી કહુછું વાત; તમને જાવા નહી દઉં. કરશો નહી ઉતપાત. ૧ કાલાવાલા કીધા ઘણા ઘણા માને નહી લગાર; રીસ ચડી મન અતીઘણી, ધોલ મારી બેચાર. ૨ નાર પડી પૃથ્વી ઉપર મારો બીજી લાત; તમને જાવા નહી દઉ કહુછું સાચી વાત. **ચોપાઇ**— જાવા નહી દઉ તમને કંથ, શાને કરોછો કલપાંત; માટે રીસ ઉતારો સ્વામ, પુરો તે મારા મનની હામ ૧ સ્ત્રીએ ચરીત્ર કીધાં અપાર, રીસ ઉતારી ભરથાર; પછે રંગભોગ ત્યાં કીધ, પ્રભાવતીને બહુ સુખ દીધ ૨ સુંદર કરે છે મન વીચાર, જેમ તેમ સુઇ રહેનાર; એટલે સુતી પ્રભાવતી જાણ, ભર નીંદ્રા આવી તેને જાણ. ૩ પછે વીચારે ત્યાં કામદાર, ખરો લાભ આવ્યો નીરધાર; સુતી મુકુ આણે ઠાર, બારીયેથી ઉતરૂ આણીવાર. ૪ **પુરવછાયા**— એમ જાણીને ઉઠીયો, બારીયે આવ્યો સોય; રાંઢવું એકજ બાંધીયું. જેમ ન જાણે કોય. ૧ હળવે હેઠો ઉતર્યો, જોતાં તેણીવાર; બીક ઘણી મનડા વીખે, ધરજે બહુ કામદાર. ૨ ચોકીવાળા જાગીયા' જોતાં તેણે ઠામ; ભુ- સકો ભારે થયો, બોલ્યા મુખથી આમ. ૩ **ચોપાઈ**--કોનએ કોનએ દેખો યારો, સબ રહો તુમ હુંશીયારો; કોઇ ચાકર પડીયા ચોકમાં, દેખો રશી બાંધી હે ગોખમાં, ૧ આપણ ચોકીવાલો હે ભાઈ, અપને રોટી રાજાકી ખાઇ; લેનાં બરછી ઢાલ તરવાર, કમરમે બાંધો કટાર ૨ ચોર ભાગ્યો ઉભી બજાર, કેડે ઢળીત થયા હોંશીયાર; ચારસે ઢળીત જે કહેવાય, તેતો સુંદર કેડે થાય ૩ રાત બે પોહોર ગઇછે જાણ, દીઠો નગરશેઠ પ્રમાણ; નામુ કરેછે પુત્રને બાપ, દીપક બળે ને બેઠા છે આપ. ૪ મોતીચંદ શીવચંદ એનુ. નામ સુંદર આવ્યો તેણે ઠામ; ત્યાંતો આવીને ઉભો રહ્યો, શેઠને સમાચાર મુખથી કહો. ૫ **પુરવછાયા**—રાખ રાખ શેઠ મુજને, જીવ દયા પ્રતીપાળ, ચોર હું રાજાતણો, તું મુજને ઉગાર. ૧ પુત્ર પીતા બે જોઇ રહ્યા, હવે કેમ કરશુ આજ; સરણાંગત ઉગારવો, લજા રાખે મહારાજ. ૨ એમ કહીને ઉઠીયા આવ્ય ઘર મોઝાર; અસ્રીને કહે સાંભળો, શો કરવો વિચાર.

૩ ચોરને લઇ સંતાડવા, જુવે તપાશી જાગ, ઉગારૂ તુજને ખરો, પછી ખરૂ તુજ ભાગ્ય. ૪ **ચોપાઇ**—વિચાર કરેછે નરને નાર, એટલે ઢળીત આવ્યા સો ચાર; ખોલોએ ખોલોએ તુમ સાહુકાર, ચોર આવ્યો તોરે દ્વાર. ૧ ભાગો ભાગો ઉસકા કમાડ, એસા કામ કરે શાહુકાર; ઢળીત બોલ્યા તેણીવાર, થરથર કાંપે તે ઘર મોઝાર શેઠ કહે કરવુ એવું કાજ, જેમ આપણી રહે વળી લાજ; પરપંચ કરીને ઉગારૂ, માટે પુત્રી ભેગો સુવારૂ. ૩ પછે ચોરને તે સાદ કીધો, પુત્રી ખાટલા પાસે લીધો; ત્યારે સુંદર બોલ્યા વાણ, હુંતો છું દેડ પ્રમાણ. ત્યારે શેઠે વીચાર્યું આપ, જીવ ઉગારૂં તો બેસે ન પાપ; ત્યારે પુત્રીએ કર્યો વીચાર, દીધો ઢેડ મુને ભરથાર. ૫ પીતા કહેતે, ચઢાવુ શીશ નહી તો દુભાય શ્રી જુંગદીશ; જેમ નશીબે લખ્યું તેમ હોય, તેમાં દોશ ન દેશો કોય. ૫ પછે પુત્રીને આવ્યું જ્ઞાન, ભલું કરશે શ્રી ભગવાન; મારા શીરનોછે છત્ર જ એહ; એને અરપુ હું મારી દેહ. ૭ **પુરવછાયા**—પોઢાડયો ત્યાં ચોરને, પુત્રી સજા માંહે; શેઠે બાર ઉઘાડીયું, ઢળીતો આવીના માંહે. ૧ મોતીચંદ મુખથી કહે. ચોર નથી આ ઠામ; શક આવે મનમાં કદી, જુઓ ફરી મુજ ધામ. ૨ **ચોપાઇ.** સુણએ સુણએ તુ સાહુકાર, જુઠુ બોલે તો ખાયગા માર; ઇસ ગલીમે આયા હે ચોર, જુઠા ક્યા કરતા હે સોર. ૧ તુંતો હે બનીએકી જાત. હમ કરતા હે સચી બાત; મોતીચંદ બોલ્યો તેણીવાર, એક પૂત્રી બહુન નાર. ૨ વળી હું ને પુત્ર જમાઇ, ચોર આવ્યો નહીં અહીં ભાઇ; તેઓ પેઠા ઘર મોઝાર; જોયા પેટી પટારા સાર. ૩ જોયા મેડી મહેલને માળ, ચોર દીઠો નહી તેણીવાર; સુંદર પોઢયો પલંગ મોઝાર, થરથર ધુજે ગોદડાં નાંખ્યાં ચાર. ૪ ઢળીત આવ્યા તેને અવાસ, સાકરબાઈ ઉભી છે પાસ; કામની કહે ખોટી કાં થાઓ; સુખીયા હોય તેને ઘેર જાઓ. ૫ તાવ આવે છે કંથને સોય. ગોદડાં ઓઢયાં છે આવી જોય; અહીં ચોર નથીરે લગાર, મારા પતીને નથી કરા. **પુરવછાયા**—નારી વળતી એમ કહે, ઇહાં નથીરે કોઇ; વચન એવાં સાંભળી, પાછા વળીયા સોય. ૧ **ચોપાઇ**—ચલોએ ચલોએ અપને યાર; એતો જુઠા ન બોલે સાહુકાર; ચોર ભાગ ગયા ઇસ ઠામ, અબતો જાનાં પીછા મુકામ. ૧ એમ કહીને નીકળ્યા બહાર, શેઠે બીડયાં પોતાનાં દ્વાર; સાકરબાઈ બોલી તેણીવાર, તમો ઉઠો મારા ભરથાર. ૨ સુંદર

બોલ્યો મુખથી વચન, તુતો ઘેલી દીસે કામન; અમે ઢેડ તમે સાહુકાર, મુને કહેછે કેમ ભરથાર. ૪ **પુરવછાયા**—નારી વળતી એમ કહે સુણો તમે દીલદાર; ઢેડ અમારે શીર સમો. ફેરા ફરીએ ચાર. **ચોપાઇ**—ફરીએ ફરીએ તે ફેરા ચાર, સુંદર બોલ્યો મુખથી વીચાર; નહી આવે ઉત્તમ અવતાર, હઠ મુકીદો આવાર. ૧ ચતુર નારી થઇ કેમ ચુક, મને બહાર કાઢીને મુક; દુર્લભ મનખો ઉત્તમ અવતાર, નહી આવે વારેવાર. ૨ તુંતો આવડી શું થઈ આતૂર, કાંઇ સમજણ રાખને ઉર; નીચ સાથે ન કીજે પ્રીત, નહી ઉત્તમ જાતની રીત. ૩ ત્યારે નારી બોલી વચન, તમે સાંભળો મારા સ્વામીન; મારા પ્રાણ તણા આધાર, શું તરછોડો વારંમવાર. ૫ **પુરવછાયા** આબાપે દીધી સહી, તેમાં નહી કાંઈ દોષ; શાસ્ત્ર શાખ એવી વદે, જોશીનો એ જોશ. ત્યારે સુંદર બોલીયો, સાંભળરે તું ભામ; પુછી જે તુજ માતને, કહે તેમ કર તું કામ. ૩ **ચોપાઇ**—એવું સુણતાં ગઇ માતની પાસ, મુખે નાંખે અતી નીશ્વાસ; સુણ માતા તું મારી વાત, તેતો કીધો મહા ઉતપાત. ૧ મને ઢેડને તેતો દીધ, અણઘટતી વાત બહુ કીધ; હવે તે કહે તેમજ કરીએ, કહોતો આંટા ચારજ ફરીએ. ૨ ગાળ બેસવાની હુતી તે બેઠી, તેની ચીંતા મારે ન પેઠી; માતા બોલી તેણીવાર, સુણ પુત્રી માહારે વીચાર; ૩ કેમ ઢેડને આપણ વરીએ, પછે પૃથ્વીમાં કેમ ફરીએ; માટે કાઢોની ઘરમાંથી એહ, સરણે રાખ્યો તો વળી તેહ. ૪ કાલ તારો વીવાહ કરશું; મુખ ઉંચુ કરીને ફરશું; એમાં લાંછન લાગે કુળમાં, પ્રતીષ્ટા જાએ એક પળમાં ૫ માટે ઢેડને કાઢી મુક, તુંતો ચતુર થઈ કેમ ચુક; એવાં માતાએ કહ્યાં વચન; તોયે કુંવરીનું ન માન્યું મન. ૬ **પુરવછાયા**—કાઢ બહાર આણી ઘડી નવ કીજે કંઇ વાર; એવું સુણતાં ઓચરી; રીસ કરી અપાર. ૧ પ્રથમ વીચાર્યું નહી રતી, જે અણઘટતી વાત; ચુક મોટી એ તમતણી, સુણો માતને તાત. ૨ થવાનું તે થઇ ગયું. છઠી કેરા લેખ; હવે કહ્યુ માનું નહી, પાળુ મારી ટેક. ૩

**ચોપાઇ**—ત્યારે મુખથી બોલી માત, બાઇ સંભળાવ તારો તાત; મોતીચંદ આવ્યો તે ઘડી, ત્યારે બોલ્યાં પુત્રીને માવડી. ૧ મોતીચંદ કહે વચન. શું કજીઓ કરો કામન; તવ બોલી પુત્રીની માત; સાકરબાઇ બોલી ઉતપાત. ૨ ચોર રાજાનો આવ્યો તો જેહ, ઢેડ જાતનો હુતો તેહ, પુત્રી કહે તેને કર

ભરથાર, મારૂ કહ્યું ન માને લગાર. ૩ મોતીચંદ કહે મૂખથી વાણ, મારી પુ-
ત્રી તું ચતૂરસુજાણ; આપણો વણીક તણો અવતાર, કેમ ઢેડ થાએ ભરથાર.
૪ કુળને લાંછન લાગે બાઇ; કોઈ સાંભળે બેન ને ભાઇ; ત્યારે બોલી સાકર.
બાઇ વાત, તમે સાંભળો મારા તાત ૫ પેહેલા વિચાર મનમાં ન કીધ, મને
ઢેડ તે સોંપી દીધ; તે માટે એ મારો ભરથાર, નવ પરણુ તે બીજી વાર.૬
**પુરવછાયા.**—સ્વામી એ સાચો સહી, નાહીતર પાડુ કાય; હવે સત જો
ચુકીએ, તો કોપે જદુરાય. ૧ એમ કહી તે સંચરી, આવી મોહોલ મોઝાર
દ્વાર બંધ કીધાં સહી, બોલાવ્યો ભરથાર ૨ **ચોપાઇ.**—આવો આવો મારા
ભરથાર, તમે બીક માં ધરશો લગાર; માત પીતાને પૃછી વાત,કેમ મુજને કહે
છે નાથ. ૧ નારી કહે તમારે શું કામ, ઝાઝી વાત ન કીજીએ શામ; ત્યારે સુદરકહે
તેણીવાર, તારે ગમે તે કર તું નાર. ૨ **પુરવછાયા.**—ચાર કળસ તે માં.
ડીયા, હોમી ઘીની ધાર; ચર ભક્ષી કરીને ઉઠીયા, મ ગળ વરત્યાં ચાર, ત્યાંતો
આરોગીયા કણુસાર; પરણી ઉઠયા રૂડી રીત, માંહામાંહે વાધી ઘણી પ્રીત
૧ ઉષ્ણોદકે કીધાં પછે સ્નાન, અંગે પેહેરયાં વસ્ત્ર નીધાન; ભોજન પંચામમૃત
પકવાન. બીડી કરી ખવરાવ્યાં પાન. ૩ રૂપમા બહુ સ્વામી ને દીધ, પછે
મંગળ આરતી કીધ; રૂડી પુરૂપની સજ્જ તઇયાર આવો પોઢો મારા ભ
રથાર ૩ ભોગ વીલાસ કરયો છે નાર, હરખ પામી ઘણુ મન નાર; પાન
સોપારી એલચી ચાર, દેછે સ્વામીને નીરધાર. ૪ **પુરવછાયા.**—તે રજની
એમ વહી ગઇ, થયો પ્રાતુસકાળ; મૃખમંજન કીધું સહી, સેવા કરતી નાર.
૧ ચંદન દેહુ ચરચીયું, પુષ્પ સમરપ્યા હાર; હરખ અતી હૈયા વીષે રૂપ
તણો અવતાર. ૨ **ચોપાઇ.**—એવી પુજા તે કીધી નાર, મોહોલથી ઉતરી
તેણીવાર; માતા પાસે પુત્રી આવી જ્યારે, રીસ કરીને બોલી એમ ત્યારે.
૧ મારા ઘરમાં તૂ માં આવીશ, મારૂ ઘર તુ અભડાવીશ; તેં તો ઢેડ કરયો
ભરથાર, તુ તો છેટી ઉભી રહે બહાર. ૨ માત પુત્રી કરે છે વાત, એ-
ટલે ઘરમાં આવ્યો તાત, મોતીચંદ કહે સુણ બાઇ, તેં તો ઢેડસૂ કરી સ-
ગાઇ. ૩ એ વાત કઇ પેર સંતાડુ, લોકને મુખ શું દેખાડુ; મારૂ મૃત્યું આવ્યું
અણીવાર, નહીતર મારૂ પેટ કટાર. ૪ એમ કળકળે શાહુકાર, તવ બોલી
મોતીચંદની નાર; સ્વામી ચડી જુવો અવાસ, વેગે જાઓની ઢેડની પાસ.

૫ કપટી રૂપ વશીકરણ હોએ, તેણે પુત્રિ લોભવી કોએ; એવો પુરૂષ ન દીઠો કોએ કાંઇ કારણ એમાં હોએ. ૬ **પુરવછાયા.**—શેઠ તતક્ષણ ઊઠીયો, આવ્યો તેણે ઠામ; સુંદર દીઠો મલપતો, જોતાં પોહોતી હામ; મે તો કાંઇ જાણ્યુ નહી, આ સુંદર પ્રધાન; ભાવ કરી ભેટીયા સહી, દીધાં આદરમાન. ૨ **ચોપાઈ.**—ભલે આવ્યા તમે કામદાર, તમે કીધી અમારી સાર; મોતીચંદ પામ્યો હુલ્લાસ, મારા મનડાની પોતીઆશ. ૧ ભોજન કરાવ્યાં તેણીવાર, વળી બોલી મૂખથી નાર; ભુણો વાત મારી તમે સ્વામ, માહરી પોતી મનની હામ. ૨ મોતીચંદ ઉઠો તેણીવાર, સમજાવી પોતાની કુમાર ખબર રાખજો રૂડી પેર, પ્રસેજીએ કરી ઘણી મેહેર. ૩ તેડી પાસે પોતાની નાર, આપણને તુઠયા વીશ્વાધાર; એતો છે સુંદર કામદાર, તાબેદાર થઇ રહે કુમાર. હવે ઉગરશે રાજન, જેણે બરદ લીધુ અનુદત; તે દીવસ એમ પુરો થાએ, તોએ ખબર થઇ નહી રાએ. ૫ બે દીવસ રહ્યા નીનીરધાર, રાજા મરવા થયો તૈયાર; સૂંદર કેમ ન આવ્યા ઘેર, કળકળે ત્યાંહાં આખુ શેહેર ૬ **પુરવછાયા.**—બે દીવસ નીશ્ચે ગયાં, સુંદર ન મળ્યો સાર; મરણ આવ્યું ઢુકડું, રાજા કરે વિચાર. ૧ સુંદર બેઠા મોહોલમાં, ચોપટ રમે અપાર; ઝડ લાગી પાસા તણી ત્યાં નાખ્યાં પોબાર. ૨ **ચોપાઇ**—રમત રમે છે નર ને નાર, બહુ વીધીએ નાંખે પોબાર; રજની ગઈ અડધી જ્યારે સુંદર પોઢયો પલંગપર ત્યારે. ૧ પ્રાત:કાળ થયો નીરધાર, મુખ મરદન કીધુ કામદાર; પછે તેડી પોતાની નાર, તૂતો સાંભળ મારો વિચાર. ૨ રાજાએ પણ લીધુંછે સોએ, ખટ દીવસ ત્યાં પુરા હોએ; સાતમો દીવસ થયો સાર, મને આજ્ઞા દેને તું નાર. ૩ **પુરવછાયા.**—તે દીવસ એમ વહી ગયો, થયો પ્રાત:કાળ; આજ્ઞા દે તુ મુજને, રાજા આણે કાળ. ૧ ઘેર જવાદે મુજને, વાટ જુવે રાજન; વચન એવુ સાંભળી, બોલી ત્યાં કામન. **ચોપાઈ.**—મુખથી બોલી ત્યાં કામન, તમે સાંભળો મુજ સ્વામીન; થનાર હશે તે દેશૂ થવા, પણ નહીદઉ તમને જવા. ૧ તમ વીના તો નવ રહેવાએ, ઘડી એક સો વરસની થાએ; માટે જવાદેને કામન જેમ જીવે રૂડા રાજન. ૨ કાલાવાલા કરે તે અપાંર, તોએ નવમાને નાર; જે કહો તે ખોટી વાત, જાઓ તો કરૂ મહા ઉતપાત. ૩ સુંદર કહે તુ થઇશ ખુવાર, એમ કહીને ઊઠયાં તેણીવાર; ત્યારે છેડે વલગી નાર, તેને વાર ન લા-

ગી લગાર. ૪ ત્યારે પાટુ મારી કામદાર. પણ નવ મુંકે નીરધાર; તમે બીજા મારો શ્વામ. પણ જાવાનુ નવલેસો નાંમ. ૫ ત્યારે ધોલ મારી કામદાર– મોહોલમાંથી આવ્યો બાહાર; પરસાલે આવી બેઠો સોએ, જતાં આવતાં માણસ જોએ- **પુરવછાયા.**—માણસ સઘળાં જોઇ રહ્યાં, આ સુંદર કામદાર; તતક્ષણ તેતો દોડીયા, આવ્યા રાજદુવાર. ૧ વધામણી એ અમ-તણી, દેખાડુ કામદાર; વચન એવા સાંભળી, હરખ પામ્યો અપાર, ૨ તે ઘડી રાજા ઉઠીયા, તેડવા પોતે જાય; મહાજન સરવે ભેળુ થયુ; ઉલટ અંગ ન માય. **ચોપાઇ**—.તેને ઉલટ અંગ ન માય આવ્યા મોતીચંદને ત્યાંય; આવ્યા આવ્યા ત્યાં રાજન, મોતીચંદનુ માન્યુ મન, રાજા મુખથી બોલ્યા સોય, મુજને સુંદર દેખાડો કોય; મોતીચંદ ગયો ઘરમાંય, સુંદર ઉભો છે વળી ત્યાંય. ૨ છેડે વળગી છે કામન જાવા નહી દઉ સ્વામીન; સુદર ઘણો કરેછે ઊપાએ, કામની કહે નાનીનાએ. ૩ મોતીચંદ આવ્યો તે વાર દીઠી છેડે વળગી નાર; સુંદર ચાલો તેડે રાજન, ત્યારે મુખથી બોલી કા–મન. ૪ મારા સ્વામી જો બહારે જાય, અહીં પાછો ન મુકે રાય; ત્યારે શોરે અમારો તોલ, જાનો રહે પછે બોલ્યા બોલ. ૫ મોતીચંદ સમજાવે બાળ, પણ ફાવે નહી કાંઇ તાલ; વીચારીને મનમાં રહ્યો, રાજા પ્રત્યે બો-લજ કહ્યો; તમને તેડે છે કામદાર, રાજાને મેલો તેણે દાર; તોય પણ ન મુકે નાર; મુખે કહેતી તે નકાર ૬ **પુરવછાયા.**—તતક્ષણ રાજા ઉઠીયા, આવ્યા મોહોલ મોઝાર; સુંદર દીઠો જેટલે, છુટી આંસુ ધાર. ૧ ભુજ ભીડીને ભેટીયા, ભલો ભલો કામદાર; દરબાર ચાલો આપણે તવ મુ-ખથી બોલી નાર. ૨ **ચોપાઈ.**—ત્યારે મુખથી બોલી નાર, તમે મારા પીતા કેરે દાર; એને હુ પરણી રાજન, એતો મારો છે સ્વામીન. ૧ અહીં થકી જો અળગો જાએ પાછો એ નવ આવે રાએ; કાંઇ જોર ન ચાલે લગાર, અમે રાંક વરણથી અદાર. ૩ ત્યારે રાજા બોલ્યો વાણ, મારી પુત્રી તુ પ્રમાણ; તુંતો મોકલ રૂડી પેર, એતો આવશે તારે ઘેર ૩ નારી કહે તમે પાળો બોલ, રાજ વચનનો આપોને કોલ; તો મૂજને આવે વિશ્વાસ, ત્યારે મુકુ તમારી પાસ ૪ તવ રાજા બોલ્યા મુખે બોલ આ, લે મારા બાપનો કોલ; તમે ધીરજ ધરો લગાર, એવી હઠ ન કીજે નાર, ૫ **પુરવછાયા.**—

કોલ દઇ પાછા વળ્યા, સુંદર બેલો જાએ બારણે આવી ઉભા રહ્યા, ગુ-
ણીજન ગુણ બહુ ગાએ ૧ ભાટ ચારણ ગુણી ગાંધ્રવ, બોલે જયજય કારઃ
વખાણ કરતા તે સહી, બલા સુંદર કામદાર ૧ **ચોપાઇ.**—જોવા મળી ત્યાં
નરણ અપાર, મનમાં સઉને હરખ અપાર; ભલે ભલે આવ્યો પ્રધાન- ઘણું
હરખ પામ્યા રાજન ૧ **પુરવછાયા.**—હરખ રાજા પામીયો, વરત્યો જય
જયકાર; ખબર થઇ પછે ત્યાં કને, જયાં બેઠી કુળવંતી નાર ૧ તતક્ષણ
વહેલજ જોતરી, બેઠી છે રતુકારઃ વેગે વહીને આવીયાં. મોતીચંદને દ્વાર ૨

**ચોપાઇ.**—આવી આવી કુળવતી નાર, સાથે દાસીછે રતુકારઃ દીકી
ઘાંચી કેરી બાળ, તે પણ આવી ત્યાં તતકાળ પ્રભાવતીને ખબરજ હોએ,
વહેલે બેશીને આવી ત્યાંએ; સરવે આવી મોતીચદને ઘેર, હવે નીપજે કેવી
પેર, ૨ પછે દીકી મોતીચંદની તન, આવી જયાં પોતાના સ્વામીનઃ પાસે
આવીને ઉભી નાર, બીની ત્રણ નારી તેણે ઠાર, ૩ ત્રણ દીઠી જયારે કા
મની રીસ ચડી ઘાણી ભામની; સાકરબાઇ બોલી વચન, તમે ઘરમાં ચાલો
સ્વામીન- ૪ ચાલો ચાલો સ્વામી ઘર માંહે, તમે શુરે બેઠા છો આંહે.
એવા વચન સાકરબાઇએ કહ્યાં, કુળવતીથી નવ્જતએ સહ્યાં. ૫ એતો કેમ
કહે ભરથાર એમ કહી કાંઇ ઝાલ્યુ નાર; ચાલો ચાલો મારાસ્વામીન, આતો
કોણ ઘેલી દાસેછે કામન ૬ ત્યારે પ્રભાવતી બોલી સોય, આતો કોણજ
નારી હોય; આવી છેડે વળગી નાર, છાનો માનો બેઠો કામદાર ૭ ઘાંચા
કેરી પુત્રી જેહ, આવી છેડે વળગી તેહ; ચારે નારી દીએ બહુ માન, જેમ
ઘણી ગોપીના કહાન ૮

**પુરવછાયા.**—સુંદર શરમ પામ્યો ગણુ, ચાર વળગિ કામન; ત્યારે વ-
ળતે બોલીયો, ભદ્રસેન રાજન, ૧ આતો કઉતીક છે ખરૂ દીઠી નીજ કુમાર
હળવે રહીને પુછીયું, કહો આ શુ કામદાર, ૨ **ચોપાઇ.**—બોલ્યા ભદ્રસેન
રાજન. પાસે દીઠી પોતાની તન; આ વાત નીપની કામદાર, અમને સમ.
જાવો આણે ઠાર. ૧ સુદર બોલ્યો મુખથી વચન, ચારેને પુછો તમે રા-
જન; ત્યારે પુછે ઘાંચણને ઠાર, તારો કેમ થયો ભરથાર. ત્યારે મુખથી
બોલી નાર; જીવત દાન દીધુ કામદાર; તે માટે અમારા ભરથાર; સાચુ કહ્યું
મે આણીવાર ૨ કુળવંતીને કહ્યું વચન, એને હાથે કીધુ ભોજન; પછે

પુછ્યું પોતાની કુમાર, તારો કેમ થયો ભરથાર. ૩ ત્યારે બોલી પ્રભાવતી નાર, પોપટ થઇ આવ્યો કામદાર; તે માટે મારા એ ભરથાર, એમાં જુઠુ નહીંરે લગાર ૪ પછે પુછ્યુ વણીકની કુમાર. તારો કેમ થયો ભરથાર; સાકરબાઈ બોલી વચન, સાંભળો પીતાજી મારૂવચન. ૫ ચોર થઇને આવ્યો પ્રધાન; તેને આપ્યુ મેં જીવતદાન; સીપાંઈ મારતા હતા એને ઠાર, રાત ગઇતી તારે બે પોહોર, ૫ એને ઉગારયો તેણી વાર, પીતાએ સોંપ્યો એ ભરથાર; તે માટે મારો એ સ્વામ, તમે કરોને મારૂ કામ. ૭ **પુરવછાયા**--વચન એવાં સાંભળી, વીસ્મે પામ્યો રાએ; ભલાં નસીબ સુંદરતણાં, એ વાન સત્ય કહેવાએ. ૧ વઇતાળ કહે રાય સાભળો, રાજન વીર સુજાણ; પેહેલી કન્યા કઈ વરે, તે સંભળાવો રાજન. ૨ કુંવર તો વરે નહી, એહુ પીરશુ અન; સુખ એતો પામે નહીં, દુખ પામ્યો રાજન ૩ ઘાંચી કેરી દીકરી, તે કેમ વરે નીરધાર. પોપટ એને કીધો સહી, પાંજરે ઘાલ્યો કામદાર ૪ પ્રભાવતી પરણે નહી, કડીયામા ઘાલ્યો જેહ. કહ્યું તેણે માન્યુ નહી ઉડી ભાગ્યો તેહ. **ચોપાઇ.**--પરણે પરણે વણીકની કુમાર, જેણે દેડ કરયો ભરથાર; એવાં વઇતાલે કહ્યાં વચન, વીર ઓખો થયો તે મંન. ૧ પછી બૈતાળ કહે સુણો રાય, મોતીચંદ કીધોવિવાય. મંડપ લીપ્યો કનકની ગાર. શોભે કામ તે મીનાકર. ૨ **પુરવછાયા**--માઝન આવ્યું મલપતુ, મોતીચંદને દુવાર, આનંદ સઉને અતી ઘણો મંગળ ગાએ નાર. ૧ વઇશાક શુદ એકાદશી, ઉત્તમ મંગળ વાર; સુભ મહુરતમાં આવીયા પોતે ત્યાં કામદાર ૨ **ચોપાઇ**--સુંદર પરણવા આવ્યો ત્યા સાર, હરખ પાંમ્યાં છે નર ને નાર; પછે તોરણુ પાસે આવ્યો, સાસુએ મોતી લઇને વધાવ્યો. ૧ સાસુ પોંખવા આવી ઝાર, હાથમાં લીધો સુવરણનો થાળ; પછે પોંખવા માંડ્યુ કામન, હરખ વાધ્યો પોંતાને મંન ૨ ધુસળ મુસળ રવાઇને ત્રાક, પોંખી તાણ્યું જ્યાવરનુ નાક; ગળે ઘાટ ઘાલીને તાણ્યો, પછે હાથેવાળો મેળવ્યો. ૩ ૩ પછે માતુની મંગળ ગાયે,ત્યાં રંગ બહુ થાએ; મોતીચંદે આપ્યાં કન્યાદાન, હરખ પામ્યો પોતે રાજન.. ૪ ત્યાંતો મંગળ વરતાં ચાર, હેતે પ્રિતે જમ્યા કંસાર; પ્રાણી ઉંડયા રૂડી રીત, માંહોમાંહે બંધાણી છે પ્રિત, ૫ મોતીચંદે જમાડી જાન, પછે

આપ્યાં ફોફળ પાન; પછી પેરામણી આપી સાર, હરખ પામ્યા ભદ્રસેન રાએ; મોતીચંદે આપ્યાં પસાએ, તેને ઉલટ અંગ ન માએ. **પુરવછાયા.**-- રાજા વાણી બોલીયા, સાંભળ તું કામદાર; હવે વેહેલા થાઓ સહી, પરણાવુ મુજબાળ. ૧ પછે વીવા કીધો સહી, પ્રણાવ્યો પ્રધાન; રાજપાટ સોંપ્યુ સહી દીધ! આઝાં માન ૨ પછે ધાંચાની પરણ્યો સહી, પરણ્યો કુલવંતી નાર; સુંદર તો સુખ પામીયો, ભાગ્ય તણો નહી પાર .૪ કવીજન તો વળી એમ કહે, કરમજ મોટા હોએ; માન પામે પ્રદેશમાં, ગાંજી ન શકે કોએ. ૫ કરમજ જેનાં પાધરાં, તેને વશ સઉ લોક; કવીતા વાણી એમ કહે, કરમ વીના સઉ ફોક. કરમ વીના નર જ્યાં ફરે, ત્યાં ન પામે માન; જે નર છે અભાગીયો તેને સુધ બુધ નહી સાન. ૬ **ચોપાઇ.** સુંદર પ્રણ્યો તે રૂડી પેર, સુખ ભોગવે સ્વર્ગની પેર; કામકાજ પૃછી સૌ કરે, દેશે આણ સુદરની ફરે. ૧ એક દીવસ થયો સંધ્યાંકાળ, મોહોલમાં બેઠી ચારે નાર; મોહોલ મધ્યે આવ્યો પ્રધાન, રાણીએ ઘણાં દીધાં માન ૨ પ્રભાવતી બોલી વચન, વાત કહુ સાંભળો રાજન; તમો છોજી ચતુંર સુજાણ, તમ આગળ અમે અજાણ. ૩ તમો ચતુર શિરોમણી મહારાજ, એક અમારૂ કરોને કાજ; તમ આગળ વાત કીજીયે, તેનો ઉત્તર અમને દીજીયે. ૪ સમશાએ તે કેશુ સાર, એમ બોલી પ્રભાવતી નાર; ચારે પાસે બેઠી છે કામન, હેતે વાત કરે ભામન. ૫ **ચોપાઇ.**-- ચતુરાઇથી વાતો કીજીયે, આપો ઉત્તર તે સાંભળીએ; પછે રાણીયે શમશા કહી, તેનો રાજા સાંભળે સહી. ૧ **પુરવછાયા.**--નારી બોલી મુખ થકી, સાંભળો ચતુરસુજાણ: પાંચ પયા વાહાલા પુરૂશને; તે બતાવો નીરવાણ, ૧ પાન પાધ ને પદમણી, પરીમલ ને પોશાક, કાંઇક પુછો અવનવું, જે કહોતે વાચાએ. ૨ ધન ધન નારી તુજને; ધન ધન રાજ કુમાર. પાંચ કકા વાહાલા પદમની, તે કહોને અવીધાર, ૩ કાજલ કુંકુંમ ને કચુકી, કસુંબોને કંધ; એ પાંચે વાલાં કામની વળી મુજને તું પુછત. ૪ સુંદર વાણી બોલીયો સાંભળે તું નાર; તમોમાં ખોટજ પાંચછે, તે અમને દેખાડ. ૫ કુડ કુરૂપ કુલક્ષણી, કુડી નાર કરનાર; એ પાંચ નથી મારીકને, સુણો તમે અવીધાર. ૨ તમે કહોછો કે અમે એકલા, તમ સાથે છે સાત; તે પ્રતક્ષ દેખુ સહી બતાવોને

નાથ. ૭ તીર ત્રકસ તરવાડી, ભાલો ને તોખારઃ બેહુ દુજો ચાબખો, એ સાતે મુજ કને સારે ૮ **ચોપાઇ.**—પ્રભાવતીએ વચન કહ્યાં, તે તો સુંદર સર્વે લહ્યાં; વળી કુળવંતી બોલીનાર સાંભળોને મારા ભરથાર. ૧ મેતો દુખ દીધુ તમને અતી, તેથી જીભ ઉપડતી નથી; તમો છોજી ચતુરસુજાણ પુછું તેનુ કહુ પ્રમાણ. ૨ **પુરવછાયા.**—જે મધ્યે ગંગા જલ વસે, જટા બીરાજે શીશ; નેત્ર ત્રણ કહો મુને, નહી ઉમીયા પતીઇશ. ૧ ત્યારે સુંદર વાણી બોલીયો, સાંભળરે તુ નાર; શ્રીફળ નામછે તેહનું; સાંભળ તુ વીશ્વ વાર ૨ એક નળે નરને ગળ્યો, તેને દીસે સોભાવંત; તે હમણાં છે તમ કને, તે બતાવો રાજન ૨ સુંદર વળતું બોલીયો, સાંભળ તું કામન; જામો નામછે તેહનુ, કહુ હુ તુજને વચન ૪ એક પંખી ઉડે જીવવીણુ, બેસે જેણે ઠામ; મત્યુ પામે દેખતાં, તે કહો મુજને સ્વામ ૫ ત્યારે સુંદર વળતો બોલીયો, મનમાં રાખી ધીર, તે પુછ્યુ જે કામની. તેનુ નામજ તીર ૬ બે રાંણી ને સુંદર કહે, તમો છો ચતુર સુજાણ; અમને ઉતર આપીએ, હું બોલું તે પ્રમાણ **ચોપાઈ.**—તુંતો સાંભળ કુળવંતી નાર, વળી રતનસેનની બાળ; મુરખો હુતો મારૂ નામ, હુ શુ જાણુ ચતુરાઇનાં કામ. ૧ એક વાતનો અર્થ કીજીએ, પછે અમને ઉત્તર દીજીએ; સમશામાં કહુછું સાર; તમે સાંભળજો તે નાર. ૨ **પુરવછાયા.**—નર બે ગળ્યા નારીએ, જગત જીવારણુ જેહ; તે વાહાલી નારી નરને, મુજને બતાવો તેહ. ૧ કુળવંતી એમ ઓચરી સાંભળો મારા સ્વામ; તમો અમને જે પુછ્યું તેનાં કંચુકીમાં છે ઠામ ૨ નર બે રૂપે આગલા અગ્નિને વાહાલા અપાર, ગલસ્થલ ચુંબન કરે; તે બતાવો નીરધાર ૩ નેત્ર નીહાલે સરવને સામુ ન જોવાએ; તેમાં તે બે નર રહે, અષ્ટ સત નરબાંધ. ૪ સમશા કહી તે સાંભળો બધો બંધન એક; તે નરતો પાસેજ છે, વાલો તુજ વીસેક ૫ તારી જનુનીએ વરયો તે થાસે તારો કંથ; તે બતાવો સુંદરી, વાત એમ પુછાત. ૬ કુળવંતી વળતુ એમ કહે, સાંભળો બાવન વીર. ચાંદલો નામ છે તેહનુ મન રાખો તમે ધીર. **ચોપાઇ.**—મોલી બોલી વણીકની બાળ, અમે રાંક વળણથી અપાર; તેલ વેચીને પેટજ ભરીએ, તેની વાત ઝાઝી શું કરીએ. ૧ અમે ગરીબ માણસ જેહ એતો રાજ પુત્ર કહીએ તેહ; એક

વાત કહુછુ તમને, તમે રીસમાં કરશો અમને ૨ એક અમે પુછુ વાત, તમે સાંભળજો મારા નાથ; સમસામે કહીએ જાણુ; તમે સાચુ બોલો પરમાણ ૪ **પુરવછાયા.**—સાચુ બોલજો મુખ થકી, રીસમાં કરશો લગાર; વાતનો અર્થ કીજીએ, સાચુ કહુ અવીચાર. ૧ પીળો પણ પોપટ નહી કાળો પણ નહી નાગ, પાંખો પણ પંખી નહી, ડસે પણ નહી નાગ. ૨ કુશુમ પ્રેમલ વહાલો ઘણો, પદમ ઉપર રહે જેહ; પુછ્યું તમે પ્રેમદા, ભમરો નામજ તેહ નારી પણ નીરબળ નહી. કાળી પણ નહી કોલ; દરે રહે પણ નાગણ નહી રાજા સાચુ બોલ ૩ જે બાંધે બલ બહુ ચડે, શોભે સુરને નાર, મ્રત્યું પામે બેસતાં તેનુ નામ તરવાર. ૪ **ચોપાઇ.**—શામકુવર ધીંગીની બાળ, તેતો વચન બોલી રસાળ, એતો નારી ચતુરા સોએ, તેપર મન તમારૂ મોહે. ૧ એમ કહીને બોલી નાર, મારી વાત સુણોને લગાર; સાચુ કહો તમે મારા સ્વામ મારા મનની તે પુરો હામ ૨ એક વાતનો અરથ કીજીએ, કીમને તેનો ઉતર દીજીએ; હુતો સમશા કહુછુ સાર, તમે સુણો મારા ભરથાર. ૩ **પુરવછાયા.**—નર એક નામાંકીત સદા સુત છે તેના બાર; ચાલે એક પછી બીજો સ્થીર નહી લગાર. ૧ ત્યારે સુદર બોલીયો, સુણ તું ચતુરાં નાર; પુરૂપ સંવત્સર ભલા, સુત તે માસજ બાર. ૨ આડ કટકે નર નીપજે, બે નારી નર ચાર; બે માંહે બ્યંડળ વસે, તે બતાવો ભરથાર. ૩ ત્યારે સુંદર એમ કહે, સાંભળ તુ કામન, પલંગ નામ છે તેહનુ, જે પર કીજીરે સયેન. ૪ સૂખનું માંડણ સર્વનું જેને વાધે કામ; તે વાહાલુ ઘણું તમ કને, બતાવો તે શામ, ૫ અમૂલખ જે કામની, વાણુ તોલે વેચાએ; જેમ જેમ આધે સંચરે, મુલ મોઘેરાં થાય. ૬ સૂદર કહે નારી સુણો. સમશા પુછુ નામ; જુગતેથી તે જાણીએ, પ્રેમદા તેતો પાન, ૭ સોળ સાહેલીમા રમે. ખેલે ત્રણ કુમાર; તમ ઘર તે અમ દેખતાં તે બતલાવો ભરથાર. ૮ રાજા લે તોરી દેખતાં દેખતામાં તો દેહ; હારે જીતે હોડજ કરે, સામાં સોગટાં તેહ ૯ **ચોપાઇ.**—એમ માંહોમાંહે અર્થજ કહ્યા. તે સમજીને રાજી થયા; એમ કરતાં થયો પ્રભાત, આનંદમાં તે વીતી રાત, ૧ મુખ મંજન કીધું પ્રધાન. પછે સમરયા શ્રી ભગવાન; ઉંના પાણી થયાં તઈઆર. સુંદર નાહ્યો તેણી વાર. ૨ ભોજન કીધું રૂડી પેર. સૂખ

પામ્યો પોતાને ઘેર; સુંદર ઘોડે થયો સ્વાર, વેગે આવ્યા રાજ દુવાર. ૩ સુંદર આવ્યો સભા મોઝાર, આવી રાજાને કીધો જુહાર; રાજાએ ઘણાં દીધાં માન, આવો આવો દેશ દીવાન, ૪ સુંદર વીના નન ચાલે ઘડી, ઘણી પ્રિત જીવ સાથે જડી; સુદર જે કરે તે થાએ, સુંદર વીના ઘડી ન રહેવાએ. ૫ સુંદર પ્રાણ તણો આધાર; સુંદર આંખો કરે ઠાર; વેલા બેસી કરો ભોજન. ઘણુ સુંદરનુ બાંધ્યું મન. ૬ રાજાની રાણી છે પચાસ. ઘણુ કરતાં સુંદર શું હાસ્ય; સુંદર આવો કરીએ પંથ. ચાર રાણી કેરાં કંથ. બેશે કચેરી મોઝાર, આવો સુંદરનો દરબાર; સુંદર આપે તે રાજા ખાએ, ભેળા ગ્રગીયા રમવાને જાએ, ૭ સુંદરને કહે રાજા બોલ. આજ નહી કોઇ તારે તોલ; લાડકો રાજાજીનો કહેવાએ, સુંદર જે કરે તે થાએ. ૮ **પુરવછાયા**.—ઘણા દીવસ એમ વહી ગયા. સુખમાં અપરમપાર; સુંદર સુતો મોહોલમાં, પાસે કુળવંતી નાર. ૧ ઘર વાતાનું સાંભરયું. માત તાત ને ભ્રાત; મળીએ વેગે તેહને, સુખ દુખ કહીએ વાત, ૨ **ચોપાઇ**.—એમ સાંભરે માત ને તાત, બીજા સાભરે છે નીજ ભ્રાત; તેથી સુંદર કરે આશ પાત. વારંવાર સંભારે છે માત. ૧ જેણે દીધી મુજ આશીશ, જીવો પુત્ર કરોડ વરીસ; અંતરમાં વીમાશણ કરે, હૈડામાં માતા સાંભરે, ૩ મારી સ્ત્રી રૂડી હતી સાર. તેનો વીજોગ છે અપાર કીરપા કરે જો દેવ મોરાર, જઇને મળુ અણીવારે. ૪ **પુરવછાયા**.—એમ જાણી રૂવે સહી, ચીંતા કરી અપાર; વળતી બોલી ત્યાં સહી, જે કુળવંતી નાર. ૧ ખમાં ખમાં મુજ કંથજી; શું ઉપજ્યું દુખ; વાત કરો મુજ આગળે, જેમ તમને થાય સુખ ૨ કોણે તમને દુભીયા; શું બોલી પ્રભાવતી નાર; શું બોલી વણીકની દીકરી દુભ્યા કાંઇ ભરથાર. ૩ ડાકણ કેરી દીકરી બોલી છે કાંઇ વાણુ; સાચુ બોલો કંથજી, કહો મને નીરવાણ, ૪ રાજાએ કંઇ દુભીયો, કેમ નઇણે આ વ્યાં નીર; તે માટે મુજને કહો, કે સુખ નથી શરીર. ૫ **ચોપાઈ**.—સાચુ કહોને મારા સ્વામ, શું નથી તમને આરામ; હું જાઊ તમ ઉપર બલીહાર તમને ખમા ખમા ભરથાર. ૧ સુંદર બોલીયો મુખથી વચન. સાંભળ વાત મારી કામન; મુને વરસ થવાં છે બાર, દેશ મુકયો ને આવ્યો આઠાર ૨ હવે જાવુ મારે ત્યાંહાં; પ્રભાવતીને તુ સમજાવ; તારી ઉપર રાખે છે ભાવ.

૩ ત્યારે બોલી કુળવંતી નાર, તમે શાંભળો મારા ભરથાર; મને પણ સાં-ભરે મારા ત્રાએ, દશ વરસ વહીને જાએ ૪ પછે રજની વીતી તતકાલ, એટલે થયો પ્રીતુશકાળ; ત્યાં આવી પ્રભાવતી નાર, બીજી આવી ધાંચાની કુમાર ૫ કુળવંતી બોલીરે વચન, સાંભળો પ્રભાવતી કામન; સાંભળ તુ ધાંચીની કુમાર, એક ઉપન્યો છે મન વિચાર ૬ આપણ કહીએ જે હાસ્ય વચન, દુખ ઉપન્યુ તેનુ મન; સ્વામી ચીંતા કરે છે અપાર, આંખે ઝરેછે આં સુંની ધીર. ૭ તેને સાભરે છે માતને વાત. પછે સર્વે માની વાત પ્રભાવની સાભળ તુ વચન. તુતો શુણુ ભદ્રસેનની તન ૮ સમજાવો તમારો બાપ સુખ થ;યે ને ટળે સંતાપ; આપણે જાવુ સાસર જાણ ત્યાંરે પ્રભાવતી બોલીવાણ ૯ સાસરે જાયેછે સઉ નાર, એમ ચાલ્યો જાએછે સંસાલ; સમજાવુ પીતા ને સોએ; તેનો નકાર ન કરે કોએ. ૧૦ **પુરવછાયા.**—તે દીવસ એમ વહી ગયો, સંધ્યા સુમે નીરધાર; દરબારેથી આવીઆ. સુંદર જે કામદાર-૧ આવીને ભોજન કરયાં સુવા ગયો કામદાર; પ્રભાવતીના મ્હોલમાં. આ-વ્યો તેને ઠાર, ૨ પુષ્પે સજ્ય પાથરી. ઉપર પોઢયા જાણુ; મુખ ઝાખુ ત્યાં દેખીને બોલી મુખથી વાણ ૩ શા માટે તમે અણમણા, કહો તે મુજ વાત; જેમ કહો તેમ હું કરૂ, ચીંતા ટાળો નાથ. ૪ ત્યારે સુંદર બોલીયા, તું સાંભળ રાજ કુમાર; દેશ મને બાહુ સાંભરે, વરષ થયાં છે બારે, ૫ તે માટે જાશું સહી પીતા દેશ મોઝાર; મન ગમે તો આવજો, ચારે ભેલાં નાર ૬ **ચોપાઇ.** તમે ચાર છો કામન, વાત આવે તમારે મન; અમે જાશું અમારે ઘેર, દીવસ થયા ઘણા બહુ પેર. ૧ તવ બોલી પ્રભાવંતી નાર, તમો સાંભળો મારા ભરથાર; જેમ કહો તેમ અમે કરીએ, વાત તમારી ચીતે ધરીએ. એક વાતનો કહીયે વિચાર, તમે સાંભળો મારા ભરથાર; કયો દેશ ને કયુ ગામ, કોણ માત તાત લીયો નામ. ૩ કેમ નિસરયા છો પરદેશ, હજી છો તમે બાળે વેશ; તે તો વાત કહોને ખરી, અમે સાંભળીયે ચીત ધરી. ૪ **પુરવછાયા.** તવ સુંદર વળતો બોલીયો, સાંભળરે તું નાર; વાત માંડી કહુ તુજને, તેહ તણી વીચાર. ૧ કનકાવતી નગરી સહી, ત્યાં કનક સેન રાજન; ચાર ભાઈ અમો ખરા, માનો સત્ય વચન. ૨ **ચોપાઇ.**--પીતાએ કહયું ચારને વચન, કેને નશીએ જમો છો અંન; તેતો કહોને સત્ય

વચન, તમારે નશીબે જમીએ અન. પછે મુજને પુછ્યુ રાજન, કંને નશીબે જમે તુ અંન; ત્યારે મન કરયો વીચાર, જુઠુ નવ બોલુ લગાર. ૨ ત્યારે બોલ્યો વચન સાક્ષાત, નશીબ કરે તે સાચી વાત; એમ બોલ્યો હુ નીરધાર, જેણે જન્મ દીધો સંસાર ૨ ઇશ્વર પુરે સર્વેનું અંન, પીતા માનોને મુજ વચન. **પુરવછાયા.**—વાત એવી સાભળી, રાજાને ચડી રીસ; કહાડો એને વન વીખે, નહીકર છેદીશ શીશ ૧ માટે ત્યાંથી નીસરયાં, આવ્યો રતન નગરી માંહે; રતનસેન રાજા ખરો, પીતા કુળવંતીનો ત્યાંએ ૨ ઘણા દીવસ ત્યાં રહ્યા, આવ્યા આણે ઠામ: તે પછે વજીર થયો કર્યું રાજનુ કામ ૩ બીજી વાત જે નીપની તે સર્વે જાણો નાર; જાશુ અમારે દેશડે સત્ય કહુ નીરધાર ૪ **ચોપાઇ.**—એમ વાત કહી કામન, મુખ થકી બોલી ભામન; તમે સાંભળો મારી વાત, જઇ સમજાવો માને તાત ૧ હાસ્ય વીનોદ કરો કામદાર, આવ્યા કુળવંતીને દ્વાર, કુળવંતી બોલી મુખ સાર, તમે ભલે આવ્યા ભરથાર ૨ તવ બોલી સ્તુકાર, વીચાર શું કીધો નરનાર; અમ આગળ કહો તે વાત, તમે સાંભળો મારા ભ્રાત ૩ **પુરવછાયા.**—સુંદર વળતો બોલીયો, સાંભળ તૂ સ્તુકાર; દેશ આપણે મુકીયો, થયાં વરસજ બાર. ૧ હવે ત્યાં જાવું સહી કીધો. એ વીચાર; વચન એવાં સાંભળી રાજી થઇ સ્તુકાર ૨ કુળવંતી વળતુ કહે, સાંભળો મારા સ્વામ, વેહેલા થઇને પરવરો. કરવું વેહેલુ કામ ૩ પછે ભોંજન કરી નીસરયા આવ્યા રાજ દુવાર; ભદ્રસેન એમ બોલીયા ભલે આવ્યા કામદાર. ૪ બે ઘડી બેઠા સહી, તવ દીઠુ ચંચલ મન; ઝાંખુ મુખ દેખી કરી, તવ બોલ્યા રાજન **ચોપાઇ.**—ત્યારે મુખથી બોલ્યો, રાજન, ઝાંખુ મુખ દેખી પ્રધાન; જે વાત હોય તમ રૂદે, તેતો સાચુ તુ અમને વદે. ૧ ત્યારે સુંદર બોલ્યો તેણીવાર, સાંભળો રાય કહુ વીચાર; અમે જાશુ અમારે ભોવન, હવે જાવાનુ થયુછે મન. ૨ બાર વરસ અમને વહી ગયા, માટે હવે નવ જાએ સહ્યાં; સાચુ તમને કહુછુ રાએ, હવે અમને કરો વીદાએ. ૩ ત્યારે રાજા બોલ્યો મુખ વાણ; સાંભળ સુંદર ચતુરસુજાણ; તમ વીના અમને નવ રહેવાએ, ઘડી એક વરસ સોની થાએ. ૪ અહી તમો ભોગવો રાજ, ત્યાં ગયાનુ શુ છે કાજ; થનાર હશે તે દેશુ થવા, પણ નહી દઉ તમને જવા! ૫ ત્યારે સુ-

દર બોલ્યો સાર, અમને વરસ થયાં છે બાર; હવે શીખ દીઓ રાજન, તમને છેલું કહુ વચન. ૬ **પુરવછાયા.**—રાજા હસીને બોલીયા, જોરતણુ નહી કામ. ચાર દીવસ રહો તમો, આ પણ તમારૂં ગામ તવ જુહાર કરીને ઉઠીયો, સુંદર તેણીવાર; વેગે ચાલી આવીયા પોતા કેરે ધામ. ૨ **ચોપાઇ**—સુદર આવ્યો પોતાને દ્વાર, ત્યારે બોલી રતુકાર: કહો શુ બોલ્યા રાજન, તેતો કહો અમને વચન' ૧ પછી બેઠી ચારે કામન, બોલીસાકરબાઇ બામન; તમે સાંભળો મારા કંથ, કેમ જાવાનુ કોછો પંથ. ૨ ચારેનુ જ્યારે માને મન, આપણ દેશ જઇએ કામન; તવ બોલી વણીકની બાળ, તમે ગમે તે કરો તતકાલ. ૩ તૈયારી કીધી કામદા. , ચારે નારી થઇ તઇયાંર; તેડુ આવ્યુ રાજાનુ સાર; મેહેલ પધારો તમે કામદાર. ૪ તમ વીના ન સુજે લગાર, તેતો માનો સાચુ નીરધાર, કટક સજાઈ કરીને ઘણી ખરચી લ્યો રૂપઇયા ગણી. ૫ પેરામણી ઘણી કીધી રાએ, સુદર ચાલવા તતપર થાએ; સાથે સેન તણો નહી પાર, રથ તઇયાર કરાવ્યા સો ચાર. ૬ **પુરવછાયા**—દુંદુભી વાજાં ગડગડયાં, નકી પોકારે લલકાર; સેન ચડી તઇયાર થયુ રાય આવો તેણી વાર. ૧ સુંદર ફોરયો તરતશુ રાજાને દેતો માન; હલહલ કરીને ઉઠીયો, અસ્વાર થયો પ્રધાન. ૨ સેન સરવે નીસરે નગર બાહાર તે વાર; પાછળથી વળી આવીઆ, રાજાને વળી કાંમદાર. ૩ હળી મળી પાછા વળ્યા મહાજન ને રાએ; બધાય ત્યાંથી પરવરયા દો મજલે જાએ. ૪ **ચોપાઈ**—દીન સાત થયા તેણીવાર, આવ્યા રતન પુરીમાં સાર; કુળવતીનો તાત છે જ્યહાં. આવી તંબુ દીધા તાંહાં. ૧ ત્યારે જાણ્યુ કુળવંતી નાર મારે પીયેર આવ્યા કામદાર; રતનસેને સાંભળી વાત, કોઇ આવ્યો પ્રથ્વીનો નાથ. ૨ એના કટકતણો નહીં પાર, હવે શુ કરવું કામદાર; રાજપુત્ર બોલ્યા વચન; મોટા ભુપ નમાવ્યા રાંજન. ૩ આપણે પણ નમીએ રાજન, તેજપાલે કહયાં વચન; એક અસ્વ કરો તઇયાર, તેને શણગારયો તે ઠાર. ૪ સુંવરણ થાળ તે લીધો તાંહી, ભરયા હીરા રતન તે માંહે; રાજા પાળો થયો તેણીવાર ધન લેઇ ચાલ્યો કામદાર. ૫ આવ્યા સામા ચાલી રાજન, ત્યારે સુંદર વીચરયુ મન; એને મળુ આનંદભેર, પછે જાણશે સઘળી પેર ૫ **પુરવછાયા**—બેપીતા કુળવંતી તણા

તેને દઇએ માન, એટલે આવીને મળ્યા, રતનસેન રાજન. ૧ રતનશેન જાણે નહી, સુંદર છે કામદાર; ત્યારે બાર નીસરી, પોતે તે રતુકા. ૨ પીતાજી આવો અંહી; તેડે તમારી બાળ; રતુકારને દીઠી સહી, વીશમક થયો ભુપાળ. ૩ બાપદીકરી બને મળ્યાં,દઇયાં ફાટે તે રોય;ચોવટ સઘળીજોઇ રહી ટગમગ ઉભી જોએ. ૪ **ચોપાઇ.**—પછે કુળવંતી બોલી વચન,જામાત્રને મળ્યા રાજન;પછે મળ્યા સસરો જામાત્ર, ખેમકુશળની પુછી વાત. ૧ પછે શેહેરમાં આવ્યા રાએ, સસરો જમાઇ આગળ થાયે; તેજપાળ ચાલ્યે પ્રધાન, તેણે ઘણાં દીધાં માંન. ૨ આવ્યા આવ્યા નગર મોંઝાર,હરખ પામ્યા સઉ નરને નાર; પછે ભોજન કરાવ્યાં રાજન, દીધાં લસ્કરને ભોજન. ૩ પ્રધાન ફરે નોતરે; નગર આખુ ત્યાં ભોજન કરે; પછે થયો ત્યાં સંધ્યાકાળ, જમી રહ્યા બાળ ગોપાળ. ૪ પછે દરબાર કચેરી મળે, પાસે ચોસઠ દીવા બળે; બંદીજન ત્યાં કરે વખાણ, ભલો ભલો તું સુંદર રાજન. ૫ રત્નસેન બહુ રાજી થ એ, ભલે આવ્યા તમે સુંદર રાએ; મારા ભાગ્ય તણો નહી પાર, આજ સફલ થયો અવતાર. ૬ કુળવંતી સુતી હીંડોળે, તેને દાસીઓ વાયુ ઢોળે; પ્રભાવતી સુતીરે પલંગ, વણીક પુત્રી ભેળી સંગ. ૬ સુતી ધાંચા કેરી બાળ, એમ સુતી સ્ત્રી ચાર; પછે સુતો સુંદર પાસ, સર્વેને ઘણા ઉલ્હાસ ૭ પૂછે રાજા કેમની પેર, તમને પ્રભુએ કીધી મેહેર; કેમ પ્રણ્યા ચાર કન્યાએ, તેતો વાત કરો ને રાએ, ૮ સુંદર બોલ્યો ધરતો લાજ, જાણતાં પ્રભુયે કીધુ કાજ; ઝાઝી વાતમાં પુછો રાએ, એમાં થનાર હોય તે થાએ. ૯ ત્યારે રાજા સમજ્યો મન, પછે બોલ્યા નહી વચન; રાજા મુખથી એમ બોલે, સુંદરને કોઇના આવે તોલે ૧૦

**પુરવછાયા**—તે રજની એમ વહી ગઇ, થયો પ્રાતુશકાળ; મુખ મરજન કીધુ રાયજી, સમસ્યા શ્રી ગોપાળ. ૧ પછે સભામા આવીયા સુંદર રાજા જાણ, બંદીજન ત્યાં આવીયા, તે કરતા બહુ વખાણ. ૨ ભાટ ચારણ ગુણ ગાંધ્રવ, બોલે જય જયકાર; સઉને દાનજ આપીયા તે હરખે અપરમપાર. ૩

**ચોપાઇ.**—બહુ હરખ પામ્યો ત્યાં રાએ, પછે ભોજનની વેળા થાએ; આવ્યા ભોજન કરવા રાએ, આરોપી મન રાજી થાએ. દીધાં મુખવાસ

એલચી પાન, પાસે બેઠાં રાજા પ્રધાન; પછે પંડયાને તેડયા જાણુ, સુંદર ઊઠી કરયો પ્રણામ. ૩ આગતા સ્વાગતા કીધી જાણુ, સુંદર બોલ્યો ત્યાં વાણુ; આપો મોહોર તે એક હજાર, પંડયો હરખ પામ્યો અપાર. ૪ **પુરવછાયા.** આશીશ વચન પંડયે કહ્યું, ચીરંજીવી તૂ રાયે; એમ કહીને સંચર્યો, પોતાને મંદીર જાએ. ૧ સુંદર આવ્યો મોહોલમાં, કુળવંતી તેડી સાર; આપણુ હવે ચાલશુ, થાવો તમે તઇયાર ૨ એમ કહીને પાછો વળ્યો, આવ્યો સભા મોઝાર; રાવત રાવ બેઠા સૌ, તેણે કર્યો જુહાર. ૩ **ચોપાઇ.**—તેદિવસ એમ વહીને જાએ, સંધ્યાકાળની વેળા થાએ; રાએ બોલ્યો મુખથી વાણુ, ચાલો મંદીરમાં નીરવાણુ. ૧ પછે આવ્યા પોતાને દ્વાર, ભોજન કીધા તેણીવાર: મલી બેઠાં ત્યાં રાજન, ત્યારે સુંદર બોલ્યો વચન. ૨ અમને શીખ આપો તમે રાએ, અમને દીવસ તે ઘણાં થાએ; રાએ બોલ્યા મુખથી વાણુ, તમે સાંભળો ચતુરસુજાણુ. ૩ ચાર દીવસ તમે રહો રાએ, ધન ઘડી ધન વેળા કહેવાએ; ત્યારે સુંદર બોલ્યો વચન, સેન ઘણું ભેલું છે રાજન. ૪ નહી રહેશું અમે અધ ઘડી, ત્યારે રાજા બોલ્યો વળી એમાં જોર તણુ નહી કામ, સુખે પધારો તમે રાજન. ૫ તે પણ રજની વહીને જાએ સવારે સામગ્રી થાએ, ખરો કદ મંગાવ્યાં સાર, ત્યાંતો દોશી તેડયા અપાર. ઘાટ બંગાલી સામટા જોહ, પેરામણી કીધી તેહ; કરયા રાજી તે અપરમાપાર. થઇ રહ્યો ત્યાં જય જયકાર. ૬ **પુરવછાયા**—પેરામણી કીધી બહુ વીધની, પાંચ શત આ આપ્યા તોખાર; ગજરથ આપી પાલખી આપ્યા ગરથ ભંડાર ૧ સોલ શણગાર આપ્યા પુત્રીને હીરારતન જડાવ. વસ્ત્ર અનુપમ આપીયા, આપ્યા નવસર હાર. ૨ પૂત્રી ચાલી પ્રેમશુ, સુંદર થયો અશ્વાર: સેન અન ધન ચાલીયુ, તેહ તણો નહી પાર ૩ રતુકાર ભેલી સંચરી, બીજી દાશી અનેક; સુંદર વળતો બોલીયો રાજા કરોને છેક. ૩ **ચોપાઇ**—હવે રાજા વળાવવા જાએ, નીશાન વાળો આગળ થાએ; તેજપાલ ભલો કામદાર. વળાવા જાએ નરને નાર ૧ સૌ આવ્યા એક જોજન પડી રાત ત્યાં કીધુ ભોજન; તંબુ ઉભા કીધા તે સાર, રાતે સુખીયા થયાં

નાર, ૨ વીતી રજની ત્યાં ઉગ્યો દન; શીખ માગી ત્યારે રાજન; પછે વળાવ્યા કુટુંબ પરી વાર, સર્વે સુંદરને કરે જુહાર. ૪ શીખ માગીને વળી ય

જેહ, હરખ પામે સુંદર તેહ; વજડાવીયાં તે ઢોલ નીશાંન, માગણ જન કરે બહુ વખાણુ. ૮ જેટલા આવે આડા દેશ, ધન આપી નમે નરેશ; ખટ માસ એમ વહીને જાય, કનકાવતીએ પહોચ્યા રાય. ૫ ત્યાં છે કનકશેન નરેશ, તે તો ખોઈ બેઠો છે દેશ; ગામ એક રહયું છે સાર, તેમાં રહેછે બાળગોપાળ. ૬ બીજા પોતાના જે છે દેશ; ઝુંટી લીધા અન્ય નરેશ; જેના ભાગમાં હતું રાજ, સુંદર કહાડી મુકયો મહારાજ. ૭ દુર બુદ્ધિ આવીરે રાજન, તેણે કીધો ઘણો અભિમાન; અભિમાન જે પ્રાણી કરે, તેતો નીસ્ચે ભૂખે મરે. ૮ અભીમાન રાવણે કીધ, રામે મારીને લંકા લીધ; ગરવ કીધો તે દુરજોધન, તેતો પામ્યો ઘણો વીઘન. ૯ સાત ભાઇ તેને કહેવાએ, તે તો મુળ સમુળાં જાએ; અરજુને કીધો અભીમાન, તેને દુભ્યા શ્રી ભગવાન ૧૦ રાજપાટ તે ખોયુ રાએ બાર, વર૦ માહા દુખીયા થાય પછે ઉગરયા ભગવાન, માટે નવ ધરવું અભીમાન ૧૧ અભીમાન સમુદરે કીધ, અગસ્તે આચમન કરી લીધ, એમ જે કરશે અભીમાન, તેમાં દુભાએ શ્રી ભગવાન. ૧૧ **પુરવછાયા.**—અભીમાન કીધુ રાયજી, તો ગયુ નીજનું રાજ; સુંદર જો આવે સહી, તો દુદુ થાએ કાજ. ૧ સુંદર આવ્યો સીમમાં, તવ રાજા કંપ્યો મન, એક ગામ છે માહરે; તે જાશે જગજીવન. ૨ હવે હુંતો શું કરૂ, કરૂ કોણ ઉપાએ, ધન મુજને મળે નહી, શૂ આપી લાગુ પાએ. ૩ સુંદર પુત્ર મેં કાઢાયો, કરમી હુતો જેહ; ત્રણે પૂત્ર અભાગીયા, દુખ બહુ પામ્યો તેહ. ૪

**ચોપાઈ**—સુંદર પૂત્ર હતો હોંશીઆર, તેને કાઢયો વન મોઝાર; એ હોય તો લીએ કોણુ નામ, પુરે મનડા કેરી હામ. ૧ **ત્રોટકા**—રાજા કરે છે બહુ રૂદન, લાડકવાયો મારો તન; તેતો વળી મેં કાઢ્યો વન, પુત્ર ખોયો મેં હાથથીરે. ૧ સુંદર પુત્ર જો માહરો હોયે, તો મુને ગાંજી શકે ના કોયે; એમ કહી રૂવે રાજન, પૂત્ર ખોયો મેં હાથથીરે. ૨ સુંદર મારો પ્રાણ આધાર, હવે હું જીવું નહી લગાર; નીસ્ચે મારૂ પેટ કટાર, પુત્ર ખોયો મેં હાથથીરે. ૩ રાજા મુખથી બોલ્યો વાણુ, હવે હું કાઢુ મારા પ્રાણ; બીજુ આવે ઓશાણ, પૂત્ર ખોયો મેં હાથથીરે, ૪ કટક આવ્યું મારે ગામ, તેતો મારૂ લેશે નામ; તે માટે મરૂ આ ઠામ, પૂત્ર ખોયો મેં હાથથીરે. ૫ એમ કહી કાઢયો કટાર, હવે મરૂ આણે ઠાર; હાથે જઇ વળગ્યો કામદાર, ધીરજ ધરો મન લગાર.

**પુરવછાયા.**—પ્રધાન વાણી બોલીયો, સાંભળરે રાજન; કરો ઉપાય તમને કહુ, ધીરજ રાખી મન. **ચોપાઇ**—તમે ધીરજ રાખો મન, એક અશ્વ લીયો રાજન; તેને શણગારો રૂડી પેર, પુજા સામગ્રી લીયો શેર. ૧ પાળા થઇને નીશરો બહાર, સાથે બાંધવા નહી હથીઆર; કાચે સૂતરે બાંધો હાથ, નહી બોલે પૃથ્વીના નાથ. ૨ પછે તે કર્યો ઉપાએ, એમ રાજા મળવા જાએ, બેળા ચાલ્યા રાજા પ્રધાન, આવ્યા લસ્કરને મુકામ. ૩ આડા ઉભા છે છડીદાર, તેણે ઉભા રાખ્યા તેણે ઠાર; ખડે રહે તું બાહાર અહીં, હુકમ નહી આવનકા હી. ૪ સુંદર પાસે ગયો છડીદાર, કોઇ આયા હે તંબુ બાહાર; તેણે કહી મુખથી વાત, કંઇ હે પૃથ્વીના નાથ. ૫ ભેલા બનીયા હે અપાર; મુખે ખડા હે તંબુ બહાર; જેસા હુકમ કરો તમ રાય, ત્યારે સુંદર વીસ્મે થાએ. ૬ સુંદર ઉઠીઓ તેણીવાર, હાથ જોડી છાંડયાં હથીઆર; પીતા પાસે આવ્યો તન, નીર વહેને કરેછે રૂદન. ૭ રાજા આવ્યો તંબુ મોઝાર, આવી સુંદરને કીધો જુહાર; સુંદર સામો આવ્યો તાંહે, રાજા વીસ્મે પામ્યો મન માંહે.

**પુરવછાયા**—રાજા ત્યાં વીસ્મે થયો, જે આતો સુંદર તન; જોતાં આંસુ આવીયાં, ભલો તું જગજીવન. સુંદર વળતો બોલીયો, ઓળખોછો માહરાતાત; હું તો પુતર તમતણો, સાંભળો મારી વાત. ૨ **ચોપાઈ**—રાજા મન થયો રળીઆત, જઇ બેઠા પુત્રની સાથ; હરખે આંસુ આવે જેહ, ભાવે કરીને ભેટયો તેહ. ૧ પછે આવ્યા તે નગર મોઝાર, સરવે ઘોડે થયા અસ્વાર; ત્યાંથી ચાલી આવ્યા ગામ માંહે, માણસ મળીયાં જોવા ત્યાંએ. ૨ નગર તણી નારી સોએ, તેતો ઉભી સુંદરને જોય; ભલે આવ્યા તે રાજકુમાર, એમ કહે સઉ નરને નાર. ૩ સુંદર આવ્યો રાજદુવાર, આવી માતાને કીધો જુહાર; ભાઇ ભોજાઇ ભેટાં જાણુ; ભેટી રૂદન કરે પ્રમાણુ. ૪ માતા રૂદન કરેછે અપાર, નયણે આંસુ વહે ચોધાર; શુંદર તેને દીયે છે ધીર, આપણે સાહ્ય થયા જદુવીર. ૬ ચારે વહુઅર લાગે પાય, સાસુને મન હરખ ન માય, મંઝ્યાન કાળ થયો જેટલે, ભોજન વેળા થઇ તેટલે. લસ્કર આખુ ભોજન કરે, રાજા હરખ તે મનમાં ધરે; ભોજન કીધું સુંદર રાય. આનંદ ઓછવ ત્યાં બહુ થાય.

**પુરવછાયા**—ઘણા દીવસ એમ વહી ગયા, સુંદર બોલ્યા વચન; આપણાં નગર જે હતાં, તે કોણે લીધાં રાજન. ૧ ત્યાં રાજા વળતો બોલીયો તુ સાં

ભળ મારી વાત; કેટલાંક ઘરાંણે મુકયાં સહી,વરસ થયાં છે સાત ૨ કેટલાક લુટી લઇગયા બળીયા હતા જેહ; હવેતમે તો આવીયા, રૂડુ થાશે તેહ ૨ સુદર વળતો બોલીયો, ઘરેણે મુકયાં સાર, ધન આપીને તેહને, પાછાં લ્યો નીરધાર. ૩ જેની પાસે મુકીયાં તેને તેડાવ્યા જાણ; આવીને ઉભા રહ્યારે બોલ્યા મુખથી વાણ. ૪ લેખ્યુ હોય તે કીજીએ, લ્યોને તમારાં ગામ; ધન અમારા આપીએ, જેમાં નહી ઘણુ કામ. ૫ લેખાં કિધાં ત્યાં સહી;ધન આપ્યું અપાર જેના જેટલા દોકડા દીધા રાજકુમાર. **ચોપાઇ**—દોકડા આપીયા તે પ્રધાન, ધનધન સુંદર રાજન; સુંદરને આનંદ મનમાંહે; ધન આપીને લીધાં ત્યાંહ.૧બીજા ગાંમગયા ત્યાં સાર; જુધ કરીને લીધા તેણીવાર ૨ આ સુંદર જેવો ન કોઇ, જેઇ સઉ રાજી હોય. ૩ એમ વહંતાળ કહે સુણો રાય, એનો હરી પુન્નના ફળ થાય; જેણે વીપ્રને આપ્યાં અન,જેણે નાતને કરાવ્યાં ભોજન. ૪ રૂડાં તીરથ કરે નર કોઇ; એનો હરી પૂનનાં ફળહોય ઘોડા હસ્તી બાંધ્યા દ્વાર; મોટા પુત્ર કરે વેહેપાર. ૫ પરીવાર રાજાનો સરવ, તેનો ઉતરયો મનનો ગરવ, પછે સોંપ્યું સુંદરને રાજ, કનકસેન સમરે જગરાજ. **પુરવછાયા**—રાંજ સોંપ્યું અતી રીઝશુ, સુદરને તે વાર; સર્જ સહોદર હરખીયાં, મનમાં અપરમપાર. ૧ સુંદર કથા રળીઆમણી, શુણજે રાખી ભાવ; મન ઇછીત ફળ પામશો, આ જગમાં શુભલાભ ૨ શ્રોતા વક્તા સાંભળો, કહે કવીત કરજોડ; રાત દીવસ મુખથી વદો જય જય શ્રી રણછોડ. ૩ ધીરજ ધારે મન વીષે, તેનો બેલી રામ: મુખ ચકી નવ મુકવું, ઉત્તમ હરીનુ નામ. ૪ સુંદર જે પામીયો શુખ, પરમેશ્વર પ્રતાપ; સજન સર્વે સમજને, મુક્તી થશે સૌ પાપ.

સમાપ્ત.